# काव्यकौस्तुभ.

## छंद दर्शन.

## प्रथम भाग.

રચનાર

बुलाखीराम चकुभाइ द्विवेदी.

છપાવી પ્રસિદ્ધ કરનાર

पुरुषोत्तम कहानजी गांधी.

સુબોધ પ્રકાશ અને સાર સંગ્રહના એડિટર
અને ત્રિમાસિક ટીકાકારના મેનેજર.

લીંબડી-કાઠીઆવાડ.

ઉપજાતી છંદ.

ઝવેરીને રત્નતણી પરિક્ષા, આહીર ને વીર નહીં નિરિક્ષા;
ચતૂર જે ગુર્જર ચોકશી છે, કૌસ્તુભની કિમ્મત તેજ પ્રીછે.



સંવત ૧૯૪૦. સને ૧૮૮૪.

મૂલ્ય ૧) રૂપિયો.

# अमदावाद मध्ये

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રીન્ટીંગ અને જનરલ
એજન્સી કંપની "લિમિટેડ"ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યું.




# ग्रन्थार्पण.



સદા મેહેરબાન રાજમાન રાજેશ્રી

## રાવબહાદુર લાલજીભાઇ પુરૂષોત્તમરાય

નેટિવ આસિસ્ટંટ ટુ. ધી. એજંટ ગવરનર જનરલ

સ્થળ વડોદરા.

**શાર્દુલ વિક્રિડીત છંદ.**

પર્મોદાર પ્રતાપિ પૂર્ણ પદમાં, પર્દુઃખહારી પિડા;
વિદ્યાવંત વિલાસિ વિદ્વજનના, વીવેક સિંધૂ વડા;
વક્તા સત્ય, વિચારવંત, વળિને, વાણી વડી વીમળી;
સાદા ને સદ્પાત્ર શુદ્ધ મનના, શોભે સુવૃત્તિ શિળી. ૧
ન્યાઈ નેટ નિપૂણ નિશ્કપટિને, નોખી ખુબી નામની;
દાના દેશહિતેચ્છુ દિવ્ય દિલના, દાતૃવ્યતા દામની;
પ્રીતીપાત્ર તથા પરિક્ષક પુરા, કોવીદના કામના;
માયાળુ સુ મુસદ્દિને મન મહીં, મોટાઇનું મામ ના. ૨
પીતા પૂર્ણ પરાક્રમી પુરૂષમાં, પ્રેમાળ પુર્ષોત્તમ;
તેના લાયક સૂત લાલજીભઈ, સૂજાણ સર્વોત્તમ;
ન્હાની ઉમ્મરમાંથિ નોકરિ કરી, નિષ્ટા વડે નેહથી;
ચોખી ચાલ ચલાવિને ઉપરિયો, સંતૂષ્ટ કીધા મથી. ૩

પંડે મ્હેનતથી મચી મમતમાં, શક્તી વડે શોભિયા;
પામ્યા પાયરિથી રૂડી પદવિઓ, લોકો રૂડા [1]લોભિયા;
બારે ભૂજથી બૂજ નીજ શ્રમથી, ઝાઝી રિઝી મેળવી;
પોતે પાલનપૂર પાલન પુરે, કીર્તિ ઘણી કેળવી. ૪
રેસીડન્ટની હાક્મિસે રહી અને, દેશી એસીસ્ટંટની;
પામ્યા યોગ્ય જગા રૂડી [2]વડપુરે, કાજૂ હવા કાંપની;
સૂણો "રીપન" લોર્ડ આર્યવૃતનો, કિર્તિ સુણી કાનમાં;
આપ્યો બ્હાદુર રાવનો રૂચિ વડે, ઇલ્કાબ સન્માનમાં. ૫
મ્હારા ઉપર ખૂદ કેરિ મમતા, મૂરબ્બિ રીતે રહી;
મ્હારૂં હીત થવા અનેક ઉરમાં, ચીવટ આપે ચહી;
એનો કૈં ઉપકાર યાદ કરવા, શોભાવવા ગ્રંથને;
લાગુ[3] લાલજીભાઈ નામ કરીને, આનંદ માનું મને[4]. ૬
ગર્વા ગુર્જર સ્થાનમાં ગુણ[5] વડે, વિદ્વાનના હારમાં[6],
જ્યાં સૂધી મમકાવ્ય ગ્રંથ ચળકે, કૌસ્તુભના [7]કારમાં;
ત્યાં સુધી તમ નામ તે અમર રો, કૌસ્તૂભ સાથે વદૂં;
અર્પું આશિષ એહ હું હરનિશે, પાડો પૂરિ તે પ્રભૂ. ૭

લી. પ્રેમાંકિત સેવક.

કર્તા.

---

૧ લોભ-મમતા-પામ્યા. ૨ વડોદરામાં. ૩ લાગુ કરીને-જોડીને. ૪ મનમાં. ૫ દોરો અથવા સદ્‌ગુણ. ૬ પંક્તિમાં અથવા હારડામાં. ૭ આગરૂમાં.

# प्रस्तावना.

ગુર્જરરત્ન પરિક્ષકોના હસ્તકમળમાં આ "કાવ્યકૌસ્તુભ" ભેટ કરતાં મને જે આનંદ થાય છે તે અવર્ણિય છે.

એક સોદાગર પોતાના કોઈ પણ માલની યોગ્ય પ્રસંશા કરે તે તેનો ધર્મ છે, તેજ પ્રમાણે મ્હારી પ્રિય કવિતાને મેં લાડકુ કૌસ્તુભ નામ આપવા સાહસ કર્યુંછે ! બેશક કેટલાએક વિદ્વાન મિત્રો આથી સ્મિતહાસ્ય કરશે, તોય પણ અંદરખાનેથી આ પુસ્તકનો લેશ ભાગ કૌસ્તુભ પદે રસજ્ઞ પુરૂષોના હૃદયકમળને આલ્હાદિત કરવા જો શક્તિવાન થશે તો હું મારા પરિશ્રમનું પરિપક્વ સાફલ્ય માનીશ.

હતભાગ્યે માત્ર આધુનિક કાળે દૈન્યપદને પ્રાપ્ત થએલી, પણ પૂર્વના પુર્વજોમાં પ્રસિદ્ધપણે પૂજાતી ભારતભૂમીની ભૂષણરૂપ વિજયવંત માતા કવિતા જેવી કલ્યાણી દેવીની સેવા કરવાનો મને કેટલીએક મુદતથી *શોખ છે. તેના સેવનમાં મેં મારા કિમતી અસંખ્ય લાભ ગુમાવ્યા છે. તત્સંબંધમાં રસાલંકારના ભાષા ગ્રંથોની ગુર્જર કવિવર્ય શ્રીમાન દલપતરામજી અને કોઠના કેસથી પ્રસિદ્ધી પામેલા મેપત જાડેજા કેશરીસિંહજીના સહવાસમાં મેં તાલમ લીધી છે. એ બદલ એ બન્ને વિદ્વાન ઉદાર પુરૂષોનો હું અત્યંત આભારી છું.

મ્હારી ગુર્જર ભાષામાં રચેલી કવિતા અમદાવાદની હિમાભાઈ ઈન્સ્ટીટ્યુટના મકાનમાં ઘણે ઘણે પ્રસંગે મેં વાંચી સંભળાવી હતી. તે તકના શ્રોતાઓની અપૂર્વ પ્રસન્નતા; અને કેટલાએક માસિક પત્રોમાં મ્હારા વિષયો પ્રસિદ્ધ થાયછે તે વાંચનારા કેટલાએક મિત્રોની ચાહના ઉપરથી, આ પુસ્તક પ્રજાની સેવામાં મૂકવા ઘણા દીવસથી મારી ઉત્કંઠા હતી. તે બદલ કેટલાએક મિત્રો તરફથી વારંવાર ઉ-

---

* કવિયો અને લેખકોને સાંપ્રતકાળમાં જોઈતું ઉત્તેજન ન હોવાથી રેવન્યુ જેવા રગડાની નોકરીમાં મને જોડાવું પડ્યું છે. હું જરૂર કહુંછું કે મારા ચાલુ ઉદરપોષણના સંબંધમાં જેવો અને જેટલો કાળ વ્યતિત થાય છે, તેટલો બલકે તેનો અર્ધકાળ કાવ્યશાસ્ત્રમાં નિર્ગમન કરવાને જો મને યોગ્યસાધન હોત તો સ્વદેશ સેવાનું ઘટિત સામર્થ્ય પ્રજાને હું જણાવી શકત. પણ પ્રજાની બેદરકારીના લીધે જેમ એક ચિત્રકારની નિમનોક સુતારના કામ ઉપર થાય તેવો યોગ મારા ધંધાના સંબંધે આવ્યો છે, તેથી નિરૂપાય છું.

ઘરાણી થયા છતાં મ્હારી નોકરી વિગરેની અગવડમાં એ વિચાર બર આવતો નહોતો.

ગત વર્ષમાં મને થએલા નેત્રવ્યાધિથી અને મ્હરી માતુશ્રીની માંદગીના સબબે અમદાવાદમાં લાંબી મુદત સુધી મ્હારી સ્થિતી થઈ એ તકે નિબપૂરિ નિવાસી ઉત્સાહી રા. પુરષોતમદાસથી મને સભ્યતા થઈ. એમણે મ્હારી કવિતા પ્રજાની સેવામાં સ્વહસ્તે મૂકવા પ્રસન્નતાથી માગણી કરી. અને હું ખચિત કહુંછું એ ગૃહસ્થનો આટલો આગ્રહ અને ઉત્સાહ એમાંથી એક પણ ન્યૂન હોત તો વળી કેટલીએક મુદત સુધી આ સંગ્રહ તેમનો તેમજ રહેત, અગર તો જેમ માહારી, બીજી કેટલીએક કવિતાનો સંગ્રહ ખોવાઈ નાશ થઈ ગયો છે, તે સ્થિતિને પ્રાપ્ત થાત.

એ ભાઈએ કેટલીએક કિમતી મદદ સાથે આ ગ્રંથ છપાવવાનું ખર્ચ માત્ર પ્રજાની પ્રસન્નતાના ભવિષ્ય ઉપર પોતાને માથે એવી સેવા હિમ્મત કરીછે, તે તરફ નજર કરતાં આ ગ્રંથને આગમથ્યથી મળેલો આશ્રય તપેલી તાવી ઉપર જળબિંદુ વત્ છે. એમના પ્રયત્ન બદલ પ્રજા યથાયોગ્ય જોઇતો આશ્રય આપશે તો મને ઘણો આનંદ થશે.

આ પુસ્તકમાં વૃત્તબંધ કવિતાજ દાખલ કરવાનો પાછળથી ઠરાવ થયા ઉપરથી પ્રસિદ્ધિપત્રમાં કબૂલેલા થોડા દેશીબદ્ધ (પદો વિગેરે રાગના) વિષયો ખાતલ કર્યા છે. અને તેને બદલે બીજા વૃત્તબંધ વિષય દાખલ કર્યા છે. આ બદલ જો કસુર ગણવામાં આવે તો તે મી૦ ગાંધીની નહીં પણ મ્હારી પોતાની છે.

મને નેત્રવ્યાધિ અને મી૦ ગાંધીની વિદેશ સ્થિતિ હોવાથી પ્રુફશિટ વાંચવાનો આધાર અન્ય દ્વારે રાખ્યો હતો, તેથી એમાં રહેલી ખામીને પંડીતો દરગુજર કરશે.

આ પુસ્તકમાં ઘણી જગોએ શ્લેષ અને ચિત્રકાવ્ય છે. તે દરેકની ટીપ અને આકાર આપવા આ લઘુપુસ્તકમાં બન્યું નથી. તે રસજ્ઞ ગૃહસ્થોએ વાંચીને સમજી લેવા કૃપા કરવી.

રસજ્ઞ વાંચનારા કદર બૂઝશે તો તર્કચાતુરિ, છબિલી, ભૃંગદૂત, વાણીવિનોદ શ્રૃંગાર લતિકા વગેરે ગુર્જર અને વૃજભાષામાં રચેલા ગ્રંથો હવે પછી પ્રજાની સેવામાં મૂકીશ.

અમદાવાદ.
તા. ૨૫ —૧—૯૪ } कर्त्ता.

*Ahmedabad,* 16*th February* 1877.

I have much pleasure in stating that Mr. Bullakhi Bhai Chukoobhai is a very promising young man. He possesses a Poetical Genius of a very superior order combined to a spirit of Reform. I have heard, with great pleasure, occasional recitations of his poetry on social evils and rediculous customs of Goozrath. I think he will still improve by the lessons which he receives from Kuvishwar Dulpatram the well-known poet and reformer and if no better man will be found, I think he will be a fitting successor to the Kuvishwar and worthy of the Patronage of the Goozrath Vernacular Society.

(Sd.) GOPAL RAO HURRY.



The bearer Bulakhiram Chekoobhai is a young man who has paid great attention to the construction of Guzarati verse, and has devoted himself to the study for several years. He has shown me some specimens in which he exhibits great ingenuity.

17*th September* 1873.

(Sd). J. V. S. TAYLOR.

---

**નંબર ૩**

**ભાઈ બુલાખી ચકુભાઈ દવે રેહેવાશી અમદાવાદ માંડવીની પોળનાને.**

હું ઘણી ખુશીથી આ સર્ટિફિકેટ આપુંછું કે તેમણે પિંગળ તથા અલંકાર વગેરે કવિતાના વ્રજભાષાના ગ્રંથોનો મહારી પાસે અભ્યાસ કરેલો છે. અને ગુજરાતી કવિતા પણ નિયમ પ્રમાણે ઘણી સરસ રચી જાણેછે અને તેમના વિચાર પણ સુધરેલા છે. માહારી પાસે કેટલાએક કવિતાનો અભ્યાસ કરેલો તેમાં આ ૧ લા નંબરના છે. હું આશા રાખુછું કે મ્હારી હયાતી પછી મારૂં કામ તે ઊપાડી લેશે. તેમની ચાલચલગત પણ સારી છે અને પ્રમાણિક છે.

તા. ૧૨ માર્ચ ૧૮૭૭

દલપતરામ ડાહ્યાભાઈ.

નંબર ૪

**રા. બુલાખીરામ ચકુભાઈ કવિ.**

અમે અમદાવાદમાં તમારી કવિતા ઘણે પ્રસંગે સાંભળી છે. તમારી વય ન્હાની છતાં તમારી કવિતાશક્તિમાં મ્હોટી ખુબી સમાઈ છે. એમ જણાવતાં મને આનંદ થાય છે. તમારી કવિતા સ્વભાવિક રસભરિત, જુસ્સાદાર અને હાસ્યજનક છે. વળી શબ્દાલંકારની સાથે અર્થાલંકારની ખુબી પણ તેમાં સંયુક્ત રહે છે. મ્હારી પાસે તમે પૂરેલી સમસ્યાપૂર્તિયો અને તમોએ રજુ કરેલી શ્લેષ કવિતા તમારી ઊંચા પ્રકારની કાવ્યશક્તિની અદ્ભૂત એંધાણી છે. કવિશ્વર દલપતરામ જેવી મિઠાશ તમારી કવિતામાં ઉભરાયછે. હું નક્કિ કહુંછું કે સાહીત્યશાસ્ત્રના યોગે તમારામાં પ્રાસાદિક કવિનો અંકુરછે. ઉત્તેજનના યોગ વડે ઉત્સાહથી જો આ કામ તમે ચાલુ રાખશો તો બીજા દલપતરામ તરીકે હવેની પ્રજામાં તમે પ્રસિદ્ધ થશો.

મુ. અમદાવાદ ટંકશાળ.

તમારા સુભચિંતક
જાડેજા કેસરીસિંહ ભૂપતસિંહ.

નંબર ૫*

વડોદરા. તા. ૬ ઠી અકટોબર ૧૮૮૩

**પ્રીયભાઈ બુલાખીદાસ.**

તમે તમારી કવિતાનો સંગ્રહ છપાવો છો એવું સાંભળી હું ઘણો ખુશી થયોછું. લાંબી મુદતથી તમારી કવિતા છૂટક છૂટક મારા વાંચવામાં આવી છે તે ઉપરથી હું કહી શકુંછુ કે તમે કાવ્યશક્તિ સારી ધરાવો છો. તમારી કવિતા સરળ, ઝડઝમકવાળી, મધૂર ને રમૂજી થાય છે. તમારામાં કવિતાશક્તિ સ્વાભાવિક છે. અને તમે સાહીત્યશાસ્ત્રોનો અભ્યાસ કર્યોછે. તેમ અનુભવ પણ સારો મેળવ્યો છે. તેથી તમારી કવિતા રસિક અને જનપ્રિય થાય એમાં નવાઈ નથી. મને લાગેછે કે તમે જો આ કામ જારી રાખશો અને સંભાળથી કરશો તો કવિ દલપતરામની પડેલી ખોટ ગુર્જરલોકો થોડા વખતમાં ભૂલી જશે એમાં શક નથી.

તમારો
**હરગોવન દ્વારકાંદાસ.**

---

* મહારૂ પુસ્તક પ્રસિદ્ધ થવાની ખબર સાંભળી એઓ સાહેબે પોતાની પ્રસન્નતા બદલના પત્રમાં અભિપ્રાય જણાવ્યો છે.

# ૧ इश्वर स्तुती.



સ્રગ્ધરા છંદ.

સ્વામી સૃષ્ટી પ્રણામી, પછિ પ્રસુ પદને, અન્નદાતા પ્રણામી,
આરાધી બુદ્ધિદાતા, ગુણિ સદગુરૂને, સ્નેહથી શીશ નામી;
વન્દીને આર્યભૂમી, વિબુધ સુવિરને ગુર્જરી વાણિ ધ્યાઈ,
પામી કૃપા પ્રસાદી, મતિ સમ રચુછું, કાવ્ય કેરી કમાઈ. ૧

વૈતાળિય વૃત્ત.

કરતા કર તાહરો ધરે, મનશ્યા મનસુ કર્યા સરે;
મમતા મમ તાત જો ધરો, જનમારો જનમા રૂડો કરો. ૧
નિરખો નિર ખોયુંછે અમો, પદમાંછું [1]પદમાપતી તમો;
[2]દિનને દિનને[3]નિશા બહુ, કરજો [4]જે કર જોડિને કહું. ૨
[5]નર તો [6]નરતોજ હું પતો, અપરાધી અપરાજઈ કૃતો;
અવળો [7]અવલોકતો ગયો, રસતે હું [8]રસ તે નહિ લહ્યો. ૩
[9]મદને [10]મદ ને કરિ વહ્યો, [11]ઘટમારો [12]ઘટમાં પુરો થયો;
જડતા જડ તાત છે હજી, હરિ માયા હરિમાલને તજી. ૪
[13]નિરમ્યું નિર મૂળ ભેદની, સરવેમાં સરવેશ તેં ધણી;
[14]સમરે [15]સમરે તને મતી, દુર ભાગે દુરભાગ્યની ગતી. ૫
કળિઓ [16]કળિ ઓઘ [17]કાદવે, છુટકો દૈ છુટ કો કરે હવે;
ટળિ એટલિ એક આપદા, વટમાં છેવટમાં રહું સદા. ૬
સદવા સદવાણિ દે રૂડી, [18]વીરતાને વિરતાનની વડી;

---

૧ કમળાપતી. ૨ ગરિબને. ૩ દિવસને રાત્ર. ૪ જય. ૫ પુરૂષ. ૬ નઠારોજ. ૭ જોતો. ૮ તે (હરી) રસ. ૯ કામદેવ. ૧૦ અહંકાર. ૧૧ દેહ. ૧૨ ખોટમાં. ૧૩ રચ્યું. ૧૪ સુધરે. ૧૫ ભજેથી. ૧૬ પેશી ગયો. ૧૭ કળજુગ રૂપી કાદવના ઢગલામાં. ૧૮ બહાદૂરપણાની.

ગણતાં ગણુ તાહરા ગણી, સુ કળાઓ સુ કળાય શેં ધણી. ૭
ભરસે ભરૂ સ્હેજ હામરે, સરવાળે સરવા સુ કામરે;
પુરશો પુરૂષોતમે ધણી, મનસાચે મનસા બુઝાખિની. ૮

## વસંતતીલકા વૃત.

હે ભીતિહારિ ભગવંત અનંત નામી,
વિશ્વેશ શક્તિ તુજની સઘળે વિરામી;
મેં મૂઢ પ્રાણિ થકિ કેમ શકાય માપી,
વંદૂ તને હું વરદાયક વિશ્વ વ્યાપી. ૧
બ્રહ્માંડ કોટીક અખંડ કિધેલ કેવાં,
આદિ અનૂપ કૃત ભવ્ય વિચિત્ર એવાં;
તારી છટાનિ છબિ તે મહિ તેજ છાપી,
વંદૂ તને હું વરદાયક વિશ્વ વ્યાપી. ૨
આ પૃથ્વિ પાણિ શશિ સૂર્ય અહીં કર્યાછે,
તે નેટ શક્તિ નિજના નમુના ધર્યાછે;
ત્યાં ક્યાસ કોણ શકશે કરિને કદાપી,
વંદૂ તને હું વરદાયક વિશ્વ વ્યાપી. ૩
કંગાળ બાળ જગપાળ દયાળ હું છું,
સંભાળવાથિ સહુ કાળ શુખી રહુંછું;
જંજાળમાં ફસિ શકુ તુજને ન જાપી,
વંદૂ તને હું વરદાયક વિશ્વ વ્યાપી. ૪
આ રંક દાસ પદપાસ પ્રિતેથિ આવ્યો,
નેણે નિહાળિ નિજનો ગણિને નિભાવો;
પેખી પરો ન કરશો પ્રતિપાળ પાપી,
વંદૂ તને હું વરદાયક વિશ્વવ્યાપી. ૫
અચ્યૂત તારિ અદભૂત મહાન માયા,
તારા અપાર ઉપકાર બધે છવાયા;
તારી અમોથિ ન બને ભગતી તથાપી,
વંદૂ તને હું વરદાયક વિશ્વ વ્યાપી. ૬

[1]તારા અખીલ નભના સહુ આ ગણાએ,
[2]તારા ન અલ્પ ઉપકાર મુખે ભણાએ;
[3]તારાજ કષ્ટ કરિ દ્યો શદ્બુદ્ધિ આપી,
વંદૂ તને હું વરદાયક વિશ્વ વ્યાપી. ૭
રે બાપ આપ વિણ આશ્રય કોણ આપે,
સંતાપ માપ વિણ કોણ કૃપાળ કાપે;
સંતો શઓ શિશુ કૃપા-કર શીશ સ્થાપી,
વંદૂ તને હું વરદાયક વિશ્વ વ્યાપી. ૮

શિખરણીછંદ.

પિતા હે પર્માત્મા, અખિલ જગના પાળક પ્રભૂ;
વિદોશા વિશ્વેશા, ભગત જનના વલ્લભ વિભૂ;
પ્રતાપેથી પ્રૌઢા, નિશ દિન નિરાંતે નિરગમૂ;
તમારા હે ત્રાતા, [4]નલિન પદને નેહથિ નમું. ૧
પ્રતાપી પર્મેશા, અગણિત અનીતી અઘ[5] હરા;
વિવેકી વિશ્વેશા, દનુજ દુખદા હે દિગવરા;
તમારો સર્વેશા, નિયમ તજીને દુષ્ટ હું દમું;
તમારા હે ત્રાતા, નલિન પદને નેહથિ નમું. ૨
કૃપાબ્ધિ હે કાન્તા, વિધ વિધ કરૂં છું હું વિનતી;
સદા શાન્તાકારી, અભય પદ દાતા જગપતી;
પિતા માતા ભ્રાતા, નથિ મમ સગૂ કો તવ સમુ;
તમારા હે ત્રાતા, નલિન પદને નેહથિ નમું. ૩
પ્રભૂ પર્માનંદા, અકળિત અતી છે તવ કૃતી;
મપાણી ના સ્વરૂપે, અગમ શ્રુતિ ધારાધર[6] વતી;
પ્રભુ તો શી પેરે, અબળ શિશુ ગૂણો ગણિ ગમું;
તમારા હે ત્રાતા, નલિન પદને નેહથિ નમું. ૪
કીધાં જે જે કર્મો, અઘટિત અજાણે પશુપણે;
કરો માફી મારી, શરણ ચરણે છું તવ તણે;
નથી મારે બીજું, જરૂર જઈ તેને પરણમું;

---

૧ તારાઓ. ૨ તમારા. ૩ નાશ. ૪ કમળ. ૫ પાપ. ૬ શેષ.

તમારા હે ત્રાતા, નલિન પદને નેહથિ નમું. ૫
ભવાબ્ધિમાં બૂડ્યો, દ્રગ થકિ સુજે એક ન દિશા;
ફસ્યો મારૂ ફાંફાં, અધમ જન ત્રાતા દિન નિશા;
ગ્રહી બાહૂ તારો, ખચિત દુઃખ આ ક્યાં લગિ ખમૂ;
તમારા હે ત્રાતા, નલિન પદને નેહથિ નમું. ૬
પ્રભૂ અંતર્યામી, તમ થકી અછાનું નથી કશુ;
સહુ કેરા સ્વામી, મુખ થકી વદૂ શું ગુણ શિશૂ;
નથી શક્તી હુંમાં, સકળ તવ કાર્યો અનુક્રમુ;
તમારા હે ત્રાતા, નલિન પદને નેહથિ નમું. ૭
દયાળુ હે દેવા, વિનય થકિ વંદું વળિ વળી;
સ્તુતિ સ્નેહેથી હું, કરૂછું દિનબંધૂ લળિ લળી;
મતી મ્હારા માંહી, નથિ નથિ નથી રે જગપતી;
રતી પૂરે રૂડી, નથિ તવ પદે રે પ્રભુ રતી. ૮
પડી મક્ષી ભાગે, જયમ મકરિના[1] પાશનિ મહીં;
પછી મારે ફાંફાં, મન મહીં વિમાશી બહુ તહીં;
પડ્યો છું હું પાપી, તમજ ભવના બંધન વિષે;
હવે એકે સૂઝે, દ્રગથિ મુજને માર્ગ ન દિસે. ૯
પૃથુરોમા[2] પેખી, બિડસિ ફળ[3] જાયે પછિ ફસી;
મરી જાયે અંત્યે, તસુ નવ શકે જેમજ ગ્રસી;
ફસાયો છું સ્વામી, નજર અમિ કેરી પ્રભુ ધરો;
હવે મુક્તી દાતા, મનન કરિને મૂક્તજ કરો. ૧૦
તજાવો હે ત્રાતા, વિષય અઘના ઓઘજ સહૂ;
સજાવો હે ભ્રાતા, સુમતિ અતિના શસ્ત્રજ બહૂ;
કરો સ્નેહે શાતા, સકળ જનમાં હે પ્રિય હરી;
સ્તુતીકેરી ગાથા, શરણ જગના તું શ્રુતિ ધરી. ૧૧
અભિલાષે ભાખી, વરદ વિભુ તુને સુ વિનતી;
અહો વિદ્યાધારા, પ્રતિદિન દિજે પૂર્ણ સુમતી;

---

૧ કરોળીઓ. ૨ મત્સ. ૩ માંછલાં પકડવાનો ગલ.

પુરો આશા પ્રીતે, અનુગ્રહ કરીને જગપતી;
તજાવી દુષ્કર્મો, હણવિ પ્રભુ વેગેથિ વિપત્તી. ૧૨

હીરછંદ.

જગતનાથ, હું અનાથ, જોડિ હાથ, વીનવું;
પ્રભુ તું પ્રૌઢ, ગતિજ ગૂઢ, મનુષ મૂઢ શું સ્તવું;
પામું લાજ, સ્તુતિ કાજ, શબ્દ સાજ, ના જડે,
હે કૃપાળ, તું નિહાળ, દાસ બાળ, આથડે. ૧
છું હું દીન, શક્તિહીન, આપવિણુ આશરો,
છેન છેક, રાખ ટેક, તુંજ એક પાંશરો;
અરિનિ ફોજ, રોજરોજ, ખૂબ ખોજ આદરી,
પુંડ લીધ, છે પ્રસિદ્ધ, ગજબ કીધ, જે હરી. ૨
તું બચાવ, સુખદનાવ, લાગુ પાવ તાહરે,
હારિ આપ, કર પ્રલાપ, કષ્ટ કાપ બાપરે;
સૃષ્ટિ માંહ્ય, તું સદાય, પ્રાણિ સાહ્યતા કરે,
વાંભુ વરદ, ધારિ બિરદ, દીન દરદ કો હરે. ૩
તું મહાન, ગુણુ નિધાન, તું સમાન, તુંજ છે,
શિશુ પ્રચંડ, એ અખંડ પાપ પંડ પુંજ છે;
દીનદાદ, શુણિ સાદ, આપ યાદ, લાવશો,
ધારિ દાસ નીજ ખાસ, પાસ લે નિભાવશો. ૪
મેં અપાર, પાપ પાળ ઓ દયાળ છે ઘણી,
જો તું જોય, દીન કોય, ગતીજ ઓય! શી ઘણી;
અધિપ અજર, સ્વચ્છ નજર, મલિન* ન કર તું કદા.
અરજ મારિ જો વિચારિ, દે વિદારિ આપદા. ૫
કોટિ કામ, ઠામ ઠામ, રે તમામ જોઇને,
ગરક ચિત્ત, થૌં અચિત્ત, બાંધુ પ્રીત મોહિને;
કરિ વિચાર, કોઈ પાર, ના લગારરે લહે,
નીજ સરત, કલ્પિ સુરત, સેવ તરત, તે ગ્રહે. ૬

---

* મારા પાપને જોવા તારી સ્વચ્છ નજરને ફેરવીને અપવિત્ર ન કર.

# रत्नावळी अलंकार.

---

### પ્લવંગમ વૃત.

શો મન માંહ્યં વિતર્ક, કૃત્ય તારા તણો,
અર્ભક કરે અનાથ, એક નિર્બળ ઘણો;
શેષ ન પામે લેશ, પાર તારો રતી,
તો હું મુંઢ અજાણ, માહરી શી મતી. ૧

મંગલમય તુજ નામ, સ્મરૂછું સ્નેહથી,
દયાઘના મુજ દુઃખ, કરો દુર દેહથી;
આશ્રય વિહિન અનાથ, નાથ તુજને નમું,
અહો ગરીબનો હાથ, ભુલો ભટકી ભમું. ૨

બૂધ તણી કશિ શુદ્ધ, સ્વામિ મુજને નથી,
અડ્યો આપને શરણુ, કરણ ઘરે વીનતી;
આ હું દિનની દાદ, યાદ નહિ જો કરે,
દુર્બળપર કરિ દયા, કોણ કર તો ધરે. ૩

ગુરૂતા ગરવી તૂજ, વિશ્વમાં વિસ્તરી,
અવલોકી આનંદ, પામુછું શ્રીહરી;
પવન પૃથ્વિને પાણિ, પ્હાડ પેદા કર્યા,
એ કૃતિ માંહ અગાધ, શાણ પણ સંઘર્યા. ૪

શુકર વાર સહસ્ર, ગાઉ ગુણવાનના,
ક્યમ કે સરવે સૃજ્યાં, અમારા કામનાં;
આવાં મોટાં અધિક, કરેછે કામ તું,
કેવો હશે પ્રતાપિ, વિશ્વ વિશ્રામ તું. ૫

સન્નિધ તાહરિ સદા, કેવિ શોભા હશે,
એનું થવા અનુમાન, ધ્યાન રોજે ધસે.
દયાળરે જગપાળ, બાળ હું તાહરો,
સદા કરી સંભાળ, આળ વેગે હરો. ૬

આદિ તમે જગતણા, જગત જાયું તમે,

વંદન વારે હજાર, જનો કરિએ અમે;
કરો સદા કલ્યાણ, લાણુ ચિત ચાહિયે,
નિર્મળ નામ બુલાવિ, બાવિ ગુણ ગાઇએ. ૭

---

# ગ્રંથ પ્રત્યે ઉક્તી.

---

વસંતતિલકાવૃત.

મેં વીર તૂજ વડુ કૌસ્તુભ નામ ધાર્યું,
હાવે પ્રકાશ કર પૂરણ તેજ તારૂં;
વિદ્વાન વર્ગ મહિ માન નહી લહીશ,
કૂપાત્ર છે નિરસ કાવ્ય પ્રજા[1] કહીશ. ૧
પૂરો પ્રતાપ સુતનો સુ પ્રસિદ્ધ થાવા,
વીદેશમાં જનક[2] મોકલિ દે કમાવા;
કૌસ્તૂભ[3] દેશ અટને તુજને પઠાવું,
તું છે પ્રવીણ તુજને બહુ શું બતાવું. ૨
ટોકે ટિકા ધટિત હોતથિ ચિત્ત ચાહી,
ધારીશ રીસ હરગીશ ન ચિત્ત માંહી;
નિંદા અયોગ્ય કરિ હિમ્મત તોડી નાખે,
એની રખે રૂદયમાં કશિ ભીતિ રાખે. ૩
પંડિતનો સરસ તું સહવાસ રાખી,
ઉંડો જઈ ઉત્તર જે ઉરમાં બુલાખી;
કૂટીલ કેરિ દિલ તું ન તમા ધરીશ,
આશીષ છે વિજય તું વળતો કરીશ. ૪

---

૧ તો હે મારી કવિતા રૂપી પ્રજા તું કુપાત્ર અને અરસિક છે એમ હું માનીશ. અગર આધુનિક પ્રજા ખરી કાવ્ય શક્તિ પીછાણ-વા પાત્ર નથી એમ હું જાણીશ.

૨ બાપ. ૩ કાવ્યકૌસ્તુભ.

મારે કદી મનુષ કો કર તો સહાય,
બોલે મુખે વચન હાથ નહીં ઝલાય;
દ્વેષી તણું કથન ધારિશતું ન ધ્યાને,
પીજે સુ વૈદ્ય કટુ ઓશદ યોગ્ય માને. ૫

---

## कुवा प्रत्ये उक्ती.

---

**શાર્દુલ વિક્રીડીત છંદ.**

પ્રશ્ન. રે! ઓ કૂપ અનૂમ પાદર તણા, તું ચૂપ શાને રહે,
પંથી કાં ઉતળો, ઉંડો મુખ કથે સૌ વેણ તું શે સહે;
ઉત્તર. કાંઠે કહેણ કરોડ લોકનવરા, માપ્યાવિનાના બકે,
કોને આપુ જવાબ આપ મુખથી, કોને નહી તે તકે. ૬

---

## कविता रूपी हीरा विषे.

---

**ઉપજાતિ છંદ.**

ઝવેરિને રત્ન તણી પરીક્ષા, આહીરને વીર નહીં નિરિક્ષા;
ચતૂરે જે ગુર્જર ચોકશીછે, કૌસ્તૂભની કિંમત તેજ પ્રીછે. ૧

**શાર્દુલવિક્રીડીત વૃત.**

કોહીનૂર પ્રતાપિ કૌસ્તુભમણી, તે યોગ્ય સ્થાને ઠરી;
પામ્યો માન મહાન કૃષ્ણ સમિપે, રાખ્યો કીરીટ ધરી;
સેવી કુંડ વિબૂધના સરસને, કૌસ્તુભ આ કાવ્યનો;
પામે જો ન પ્રભા ન સાકર તણો, તે વાંકછે તાવનો. ૨

**વસંતતિલકા વૃત.**

પ્રૌઢો અલભ્ય મણિકૌસ્તુભ તે પ્રયાસે,
કૃષ્ણે ધર્યો કિરિટ તો છબિ ભવ્ય ભાસે;
આ લભ્ય કાવ્ય કર કૌસ્તુભ સ્હેજ જ્યારે,
કોવિદ કુંડ કરિ કિમ્મતને વધારે. ૩

ઉપજાતીછંદ.

અમુલ્ય જવાહીર યદા જણાય, ગ્રહાક[1] તુલ્યે તુલના ગણાય;
જગા પ્રમાણે જઈ માન માને, ન માન હાની કશિએ હિરાને.૪

ગીતી વૃત.

કાચ કીડિયે મ્હોશે, ગોળ ખોળજે અંકદર જાણે;
અજાળા એવિ બિચારી, કૌસ્તુભ સતની કશી કદર જાણે ૫

---

## કવિ વિષે.

ઉપજાતિ વૃત.

સામાન્ય શક્તી નિજની સુહાય, પ્રસિદ્ધ એવા કવિમાં પુજાય;
મહા ધની ભૂષણ જૂઠ ધારે,સાચાં તદા અન્ય જનો વિચારે.૫
ઉત્કૃષ્ટ જો હોય ઉમેદવાર, પુરો ધરે લોય પ્રજા ન પ્યાર;
સારે યદા ભૂષણ સત્ય રંક, જૂઠાં ગણેછે જન સૌ નિશંક. ૬

---

## વીર વિનોદમાંથી.

---

વીરતીથિ પ્રબોધ કુંડળિયાછંદ.

પડવો પંડ જરૂર આ, આણી મનમાં એમ;
રણમાં રોળારોળ કર, પૂરણ રાખી પ્રેમ;
પૂરણ રાખી પ્રેમ, જેમ જશ થાય વિશેષે;
દાવ એલિએ એમ, કેમ રિપુ પછિ જશ લેશે;
કહે બુલાખીરામ, ભાગિને ડરશે ભડવો;
આણી મનમાં એમ, પંડછે જરૂર પડવો. ૧
બીજ બાપનું હોય તો, ભયથી કેમ ભરાય;
હિંમ્મત વિણ એ હીજડા, થકી કામ શું થાય?
થકી કામ શું થાય, મરદ નહિ પણ એ મેરી;
જણ્યો જનેતા વૃથા, ફર્યો તે મિથ્યા ફેરી;

---

1 ગ્રાહક.

કહે બુલાખીરામ, ખૂટશે નીર ખસે તો,
ભયથી કેમ ભરાય, બાપનું બીજ હશે તો. ૨
ત્રિજન્મનાં પાતક ટળે, સમાગમે શુરવીર;
જનની જણજે ભકત હરિ, કાં દાતા રણધીર;
કાં દાતા રણધીર, દેશનું નામ દિપાવે;
છતે મૂખપર મુંછ, પુંઠ નહિ કદી બતાવે;
કહે બુલાખીરામ, ભાર ત્યાં શા પછિ યમના,
સમાગમે શુરવીર, ટળે પાતક ત્રિજન્મના. ૩
ચતૂર થિરતા રાખિને, શૂભ સજે સંગ્રામ;
મંડો થઇને મરણિયા, નહિ ઉર ડરશો નામ;
નહિ ઉર ડરશો નામ, કામ તો ફત્તે થાશે;
ગુણ વખાણશે ગામ, દામ ને જશ જોડાશે,
કહે બુલાખીરામ, ફાવશો કેમ ફિતુરથી;
શૂભ સજે સંગ્રામ, ચમૂ[1] શુભ સજે ચતુરથી. ૪
પાંચ મનુષ્યમાં વિર પુરુષ, પૂર્ણ રિતે પકાય;
આ લોકે કિરતી અમર, અમર ગણે સુખ થાય;
અમર ગણે સુખ થાય, અપ્સરા આવી વરશે;
મૃત્યુ લોકનું સૂખ, ધ્યાનમાં વ્યંઢળ[2] ધરશે,
કહે બુલાખીરામ, ધારજે ધ્યાન ધનુષમાં;
પુર્ણ રિતે પંકાય, પુરુષ તો પાંચ મનુષ્યમાં. ૫
છે ઠરેલું શિર મનુષને, મૃત્યુ તો એક વાર;
તે માંધાતાથી નકી, મિથ્યા નથી થનાર;
મિથ્યા નથી થનાર, વિજયકરિ કેમ ન મરવું;
નથી બાળની રમત, બિરદ બ્હાદુરનું ધરવું;
કહે બુલાખીરામ, ભાખ્ય આ ભાવ ભરેલું;
મૃત્યુ તો એક વાર, મનુષ્યને છેજ ઠરેલું. ૬
શા તે મરદ હિસાબમાં, સીનો ન ધરે શૂર;

---

૧ ફોજ. ૨ નપુસક.

શૂરે સમીપ ટકી શકે, કોણ તણી મગદૂર;
કોણ તણી મગદૂર, દૂર દુશમન ઝટ નાસે;
મારે મોકમ માર, હાર પામીને ત્રાશે;
કહે બુલાખીરામ, જોરથી લડવું જાતે;
સીનો ન ધરે શૂર, મરદ હીસાબે શાતે? ૭

આ ઠમકો અબળા તણો, મારે મૂખ બડાઈ;
શબ્દ લડઇના સાંભળી, ઘરમાં જાય ઘલાઇ;
ઘરમાં જાય ઘલાઈ, પામિ ભય થર થર ધ્રૂજે;
પડી જાય હથિયાર, કાંઈ નહિ ઉપાય સૂજે,
કહે બુલાખીરામ, કેમ નહિ પેર્યો કમખો;
મારે મૂખ બડાઈ, એજ અબળાનો ઠમકો. ૮

નવ મીત્રો બ્હાદુર ડરે, ચઢે ફોજ ચોફેર;
કર પકડી સમસેરને, કરશે કાળોકેર;
કરશે કાળોકેર, વેર દુશમનનું વાળે;
પાછિ ફેરવી પુંઠ, જાૂઠ તન નહિ સંભાળે;
કહે બુલાખીરામ, રંગ માને તે રણમાં;
ચઢે ફોજ ચોફેર, ડરે બ્હાદુર કયમ મનમાં. ૯

દશમન ઊપર દાંત પિસિ, દોડી એલે દાવ;
અરે મુખે નહિ ઉચરે, ઘણા પડે તન ઘાવ;
ઘણા પડે તન ઘાવ, રક્તના ઉતરે રેલા;
અરૂણ વસ્ત્રને અંગ, આપ ઓપે અલબેલા;
કહે બુલાખીરામ, ત્રિકમ તેના પર તશમન;
દોડી એલે દાવ, ડરે દેખીને દશમન. ૧૦

એકાદ-શી[1] બુધિ શૂરની, જરૂર ઉચારી જાય;
શિર જાૂદૂં થઇ શરિરથી, ધડ લડવાને ધાય;
ધડ લડવાને ધાય, કાયમાં કૌવત કેવું;
લણે કટોકટ ઘાસ, આદરે રણમાં એવું;

---

૧ એકાદ પણ.

કહે બુલાખીરામ, સાંભળી છક થઇ રહિએ;
વીર પુરૂષની વાત, વદન એકાદ શિ કહિયે. ૧૧

બાર સરસ બંદૂકના, ઉપરાઉપરી થાય.
ગજબ તોપની ગર્જના, ગર્ભ છુટા પડિ જાય;
ગર્ભ છુટા પડિ જાય, ભયંકર ખખડે ભાલા;
બહુ ધૂધવે બાણ, જોધ ધૂમે જોરાળા;
કહે બુલાખીરામ, નીર ખૂટે નપુસકના;
ઉપરાઉપરી થાય, બાર સારા બંદૂકના. ૨૧

તે રસના આગળ બિજાં, ખટરસ ભોજન તુચ્છ;
હોકારો કરિ હેતથી, મરદો મરડે મુંછ;
મરદો મરડે મુંછ, પુંછ દુશ્મનનાં છૂટે;
પડે ધડોધડ શીર, જેમ કાળિંગડાં ચુંટે;
કહે બુલાખીરામ, વાગતાં વાદ્ય હરખનાં;
ખટ રસ ભોજન તુચ્છ, કહું આગળ તે રસના. ૧૩

ચતુર દશે ચળકી રહે, વિદ્યુત સમ તલવાર;
બાણ છુટે બમબમ કરી, જ્યમ ઘન મૂશળ ધાર;
જ્યમ ઘન મૂશળ ધાર, ગર્જના વિર હોકારા;
ચઢે પાણિની રેલ, ધરણિપર રક્તનિ ધારા;
કહે બુલાખીરામ, કનક તે તકે કસાયે;
વિદ્યુત સમ તલવાર, ચળકતી ચતુર દિશાએ. ૧૪

પૂરણ માસીનો તનુજ, ભલે સગો કે ભાઈ;
દળ સામાંમાં દેખિને, ચૂકે કદી ન ત્હાઈ;
ચૂકો કદી ન ત્હાઈ, તાકિને તાડે તેને;
થશે ન નિમક હરામ, હોય વ્હાલો જશ જેને;
કહે બુલાખીરામ, સરસ મળશે સાબાસી;
પળમાં પ્રાજે કરે, હોય સુત પૂરણ માસી.

---

## પુનઃમાસ પ્રબોધ.

### ઝૂલણાછંદ.

[1]**કાર** તકરાર કરિ યુદ્ધમાં મેળવો, ભેળવો ભૂમિમાં ભવ્ય ભાથી;
આદરો કાર્ય આ ના ડરો ઊરમાં, સૈનમાં સંચરો સર્વ સાથી;
ખડ્ગ ખુલ્લાં કરો, હામ હૈયે ધરો, ઊચરો મૂખથી વિજય વાણી;
ધીર દૃઢ ધારિને, પાડિ કિકિયારિને, રીપુ ને મારિ કર ધૂળધાણી;
**માગ સર**વે મુકે મરણીયો થૈ મચે, વીચરે સૈનમાં ખડ્ગ ખુલે. ૧
ત્રાસવા તેમ રિપુ લાગશે નાસવા, ટેકનું તાનને માન ભૂલે;
વીરના નીરનું હીર જાહિર થશે, શીર સનમૂખ ધરિ ધીર ધારે;
ગીત ગાશે કવી ગૂણનાં હીત્તથી, વિશ્વમાં વાધશે કિર્તિ ભારે; ૨
**પોષ**વા પેટને વેશ ધાર્યો હશે, કોશવા તે કુદી નાશિ જાશે;
ક્ષત્રિનુ બીજ કે બીજ કાયર તણું, એ સમે એકદમ ઓળખાશે;
કાગ કે કોકિલા એ પરિક્ષા પુરણ, રાગ ગાતાં વસંતે જણાશે;
મરદ કે નામરદ યુદ્ધની ગરદિમાં, ધનુષ ધરિને ધસંતે જણાશે. ૩
**મહા** સુણી ગર્જના મેઘની નભવિશે, સીંહ અભક સુગર્ભેથિ ગાજે;
**એમ** શુરવીર ધસિ જાય કમ્મર કશી, શબ્દની સીમ પર સૈન્ય સાજે;
ખડ્ગ કર ખડખડે, તોપ પણ તડતડે, ગડગડે દશ દિશાએ દદામા;
હય ઘણા હણહણે, બખતરો ખણખણે, શર વળી સણસણે સામસામાં.
**ફાલ ગણુ**[2] રીપુનાં હોય ત્યાં જઈ ભરે, વીચરે ત્યાં કરે કેર જાતે;
ક્રોધ ધારે અધિક આંખમાં ફુંકથી ફાડી નાંખે અચિત મેરુ ખાંતે;
ચિંતવન ચિત્તમાં અચિત નમળે બિજુ, મરવું કે મારવું એજ મનમાં;
હોઠ ચાવી ચડાવી ભમર ઊછળે, ભૂત જાણે ભરાએલું તનમાં. ૫
**મધુ**[3]**ર** રણવાદ્યનો નાદ શ્રવણે શુણી, રૂદય રૂડિ રીતથી વીર રાચે,
મોરલી સ્વર સુણી જેમ મણિધર અને, ઘોર ઘનનો શુણી મોર નાચે;
ચૂપ થૈ છૂપતા રૂપ વીરૂપ રચિ, કાયરો હૃદયના જેહ કાચા,
દીનકર દેખિને, અધિક ઊવેખિને, છૂપવે ઉલુકતો જેમ ડાચાં. ૬
(જો)**વહી શાખ** આ વિશ્વમાં વિજયની, માન એથી બિજૂ કોણ માગે;

૧ આમરૂ. ૨ ફાલ્ગુન-(ફાગણ). ૩ ચૈત્ર.

દાસ થઈ ગ્રાસ ગ્રહિ ઘાસનો દસનમાં, આવશે આશરે તૂજ આગે;
જે ફટાકે ફસે [1]ફાતડા ફોજમાં, એ ધણીને કશી ધાડ મારે;
હાક સુણિ પુર્વમાં ધાક ધરિ પશ્ચિમે, એજ નાપાક પંડે પધારે. ૭.
જે ઠરે ઠેઠલગિ સ્થંભ સમ સ્થીર થઈ, એ વિજય આદરી ઘેર આવે;
ત્રાશિને નાશિ જે છૂપવા છૂટતા, શીશ સહ શૂભ કિરતી ગુમાવે,
ના ફગે કે ડગે દીલમાં બ્હાદુરો, સૌ રગે યુદ્ધનું રક્ત દોડે;
અધિક મસ્તાન થઇ યુદ્ધ મેદાનમાં, માનવી માનનાં માન મોડે. ૮
આશા ડરિને અરીને નમ્યાની કરે, જનુનિ એથી રહી વંઝ સારી;
મૂખપર મુંછ નહિ તુચ્છ પણ પુંછછે, લેશ નહિ દેશને હીતકારી;
માનનું થાય નુકશાન સહુ [2]જહાનમાં ધાન એને ધરે ધૂળ માંહી;
પેઢિ શતને લજાવે, ભજાવે ભુંડઇ, ઊઠિને આગિયો કૂળ માંહી. ૯
શા વણસતા તણા ધારવા ભય દિલે, મરણછે એક દિન મિત્ર માથે;
શીર સંગ્રામમાં વીર જો આ જશે, સંચરિશ સ્વર્ગમાં કિર્તિ સાથે;
અપ્સરા આવિ વરશે ઉમંગે તને, પેઢી તરશે વળી પુનિત તારી;
ઠીક ઠરશે જઈ ઠામમાં ઠેઠનું, કાર્ય સરશે સહજ જો વિચારી. ૧૦
ભા [3]દરપ દશમનો શું ધરે દીલમાં, કરપ ધરિયે સરપ સમ કુદીને;
જોમ ધરિ કરિજ યાહોમ રણભોમમાં, છેક છુંદો કરોને છુંદીને,
એમ પ્રત્યેક જો ટેક ઉરમાં ધરો, બ્હેકવા, બાયલા ક્યાંથિ પામે?
કાંચળી મૂકિને જાયછે [4]વ્યાળ જ્યમ, મૂકિ હથિયાર પળના વિરામે.૧૧
[5]આશ વિનતી ધરી રંકની રૂદયમાં, રણવિષે શૂરવિર રંગ રાખે;
પુંઠ પાછી કરી ભીતિ હૃદયે ધરી, થરથરી નવ જરી નરમ ભાખે,
માગવું રંક બૂલાખિનું મૂખથી, દૂખથી દાઝિને બોધ દાખે;
કાયરો સાંભળી ઊર કંટાળશે, શૂરવિર યોગ્ય સહુ વેણ સાંખે. ૧૨

## रणक्षेत्र.

### ભુજંગી છંદ.

શણેણાટ જ્યાં બાણનો શોર થાયે,

---

૧ પવૈયા. ૨ દુનિયામાં. ૩ ગર્વ. ૪ સર્પ. ૫ આશ્વિન-(આસો).

હણેણાટ ત્યાં વાજીયો ઘોર ગાજે;
ભણેણાટ ત્યાં ભારિ ભણ્કાર વાગે,
ધણેણાટ [1]ધાત્રી તણો સર્વ [2]ભાગે. ૧

તડૂડાટ ત્યાં તોપનો માર તૂટે,
ફડૂડાટ ત્યાં બંધુકે બ્હાર ફૂટે;
હડૂડાટ તે વાણિ આકાશ ઉઠે,
ધડૂડાટ જંજાળ આળી ન ખૂટે. ૨

ધુમાધૂમ ઘોડા તણી ઘેર વાળી,
રૂમારૂમ વીરો તણી ભવ્ય ભાળી;
ધમાધમ્મિ ત્યાં ધીર કેરી નિહાળી,
ઝુમાઝૂમ કૈં કાયરોની કરાળી. ૩

કટોકટ્ટ ત્યાં કોપિને કાય કાપે,
ચટોચટ્ટ ભેદાય છે બાણ ચાપે;
ભટોભટ્ટ ત્યાં કાયરો ભાગિ છૂટે,
ફટોફટ્ટ માટી તણા કુંભ ફૂટે. ૪

ટપાટપ્પિ ટેકી જનોની ટકેછે,
ખપાખપ્પિના ખપ્પરે કૈં ખપેછે;
ઝપાઝપ્પિમાં ઝંપલાવે ઝનૂની,
ધપાધપ્પિથી ધારિએ લાગિ ધૂની. ૪

લઠેલઠ્ઠ આવે બધોબથ્થ બાઝે,
હઠેથી હઠેના હઠીલા ઈલાજે;
ચડ્યો ચોટમાં તે ન ચૂકે કદાપી,
પડ્યો કે પછી પાડશે તે પ્રતાપી. ૫

ગદા ગુપ્તિ ભાલા ધર્યા કૈંક હાથે,
સજી બાણ સારાં ભર્યાં કૈંક બાથે;
છરા સાંગ છૂટી છડી હસ્ત ધારી,

---

૧ પૃથ્વિ. ૨ ભાગમાં.

કરે કીકિયારી ધરી કૈં કટારી. ૬
ભૃશુંડી તથા જંત્ર અંકુશ ઝાલી,
વડી ફોજ જંજાળને પાસ વાળી;
જમૈયા ગુરજ્ વજ્ર, ને ચક્ર ચારૂ,
હળે મૂશળે, ત્રીશુળે સૈન્ય હાર્યું. ૭
અસી ફર્શિ પિસ્તોલને લઇ લીધા,
ચડીને ઘડીમાં રિપૂ ચુર્ણ કીધા;
ચતૂરંગી સેના ચઢી ચાર પાસે,
ચઢ્યો મેઘ આકાશમાં એમ ભાસે. ૮
ચમંકે અસી જાણિયે વીજ વારૂ,
ધમંકે ધરા ગર્જના મેઘ ધારૂં;
શ્રવે રક્ત પર્જન્ય તે જાણું આવે,
લડૈયા લવે દાદુરો શું ડરાવે. ૯
મુકાવે કંઇ મર્ણિયા માગ મારી,
ચુકાવે કંઇ ચોટ તો ઢાલ ધારી;
ઝુકાવે કંઇ કેશરી વીર કોડે,
ખુકાવે રિપૂ રોળિને ધૂળ મ્હોડે. ૧૦
ભલા ભાલુથી કૈંકનાં ભાલ ભેદે,
કટારી થકી કૈંકની કાય છેદે;
અસીથી હણે કૈંકના હાથ પાવ,
મચ્યો એમ જોદ્ધા તણો શું જમાવ.! ૧૧
મચે હાથિયે હાથિ ત્યાં વીર સામા,
હઠેના હયોથી હયો તે નકામા;
ધસે ધાઇને ગાઇને સિંધુ ગાણે,
પ્રિછે ભ્રાત ને તાત કો તેહ ટાણે. ૧૨
ઝરે આંખમાં ઝેરની પૂર્ણ ઝાળા,
મરે મારિને વેર વાળી કરાળા;
પ્રહારે પદેથી મદેથી મચેલા,
વિદારે ભુજેથી મજેથી હઠીલા. ૧૩

વહે વીરના અંગથી રકતવારી,
છુટે શું કસુંબે ભરી પીચકારી;
રૂધીરે ગળંતા દિસે વીર કેવા?
વસંતે ખિલે આખરે કેશુ એવા. ૧૪

અડે વીર કેરા ઉમંગી અખાડા,
લડે લશ્કરે માર્ગમાં ક્ષત્રિ લાડા;
મચે વીણુ માથે, ગ્રહી ગુપ્તિ હાથે,
બદે કેમ બાથે પળે લેઈ સાથે. ૧૫

વહે [1]વાહની રંગથી રકત રૂડી,
કસુંબે ભરી રંગરેજે શું કુંડી;
ઝરે રકત તોએ અરે ના ઉચારે,
કરે કીરતી કારણે કાર્ય ભારે. ૧૬

ફળો વૃક્ષથી પાકિને જેમ ફૂટે,
અસીથી વિરોનાં શિરો એમ છૂટે.
અસીથી ધસીને અરી શીર તોડે,
કૃષીકાર જાણે લણે અન્ન કોડે. ૧૭

વપૂ કૈંક ભાલા વડેથી વિધંતા,
[2]વડાં પૂરિમાં જેમ સોયા તળંતા;
કટારી થકી કૈંકને કાપિ ખોળે,
જનો જેહવી રીતથી શાક મોળે. ૧૮

પડે ઘાવ ભેદાય ભીતી ન આણે,
શિરે છોર ઊડે યદા [3]ક્ષૌર ટાણે,
ફુટે ફોલ્લિ કે નાસકોરી અમસ્તી,
કિડી કે [4]મધૂપી ડસે એવિ મસ્તી. ૧૯

કુહાડે કરે કૈંકને ચીરિ ડાર,
યદા વાંસલે કાષ્ટ કાપે સુથાર;

---

૧ નદી. ૨ વડાં પૂરી તળતી વખતે તેમાં જેમ સોયા ઘોચવામાં આવેછે તેમ ભાલાથી કૈંકના શરીર વિંધે છે. ૩ હજામત કરાવતાં અસ્ત્રો ઉડે ને ગણગારે નહીં તેમ. ૪ ભમરી.

છલંગે છરાએ કરી છેદ દેછે,
યદા લેખકો લેખણોને ઘડેછે. ૨૦
ત્યહાં તોપ ગોળે જનોને નસાવે,
યદા ગોફણે એકુ પક્ષિ ઉડાવે;
ગદાનો પડે માર તે કોણ ધારે,
[1]યદા ઢીક કો નીજ વાંસે પ્રહારે. ૨૧
ત્યહાં તોપથી સૈન કેવું ઉડાવે,
ચણા ધાણિ હોળી વિષે શું ભુંજાવે?
ગદાથી કરે ગાત્રની ભાગતૂટ,
કરે કોઈ જેવી રિતે બોરકૂટ. ૨૨
ધસારે રિપૂ સૈન્યને તો નસાડે,
(જેમ) કુરંગો પળે કેશરી ત્રાડ પાડે;
ફરે આંખ ફાટી થકી ફાળ મારી,
પ્રલેકાળ રૂપે છબી પ્રાણ હારી. ૨૩
રૂધારેથિ રંગીત વસ્ત્રો શરીરે,
ધર્યાં વસ્ત્ર રંગીત શું હોળિવારે,
બહૂ જોશથી બોલ બેકેદ બોલે;
યદા હોળિના ફાગ ગાનાર ડોલે. ૨૪
દળે દુષ્ટ કેરા દમામેથિ દોડે,
છળેથી છુપે તેમને કેમ છોડે;
પ્રતાપે કરીને ધુમે વીર પૂરા,
ચહેતો કરે સર્વ બ્રહ્માંડ ચૂરા. ૨૫
ન ધારે ધિરા તે તકે ધીર ધ્યાને,
મચે સાહસે ને હસે મોદ માને;
તુટે હસ્ત તોએ કુંડે બાણ સાધે,
પડે શીશ તોએ ધડે ધૈર્ય લાધે. ૨૬
રૂચે આંખ રાતી તથા કાન્તિ રાતી,

---

૧ બરડામાં કોઈ મુક્કી મારે તેમ.

વળી વસ્ત્રની કાંતિ રાતી જણાતી;
વદી વાહવા ધા અરીનો વખાણે,
અભીમાન ભૂમી તણું ઊર આણે. ૨૭
વડી [1]હાકલો વીરની નીર વાળી,
દિગંતો ડરે ને ડરે નાગકાળી;
ભલા ભાટ ઉચ્ચાટને દૂર રાખી,
રિઝાવે રસે વીરના ગૂણ ભાખી. ૨૮
રમે વીર વૈતાળ આદી વિશેષે,
ભલી જોગણી ભોગને અર્થ પેસે;
પિએ રક્તના પ્રેમથી પૂર્ણ પ્યાલા,
[2]પિનાકી પરોવે ત્યહાં રૂંઢમાળા. ૨૯
સુરો સર્વ વૈમાનમા બેશિ આવે,
કરી વાહવા પુષ્પ વૃષ્ટી વધાવે;
રૂડી અપ્સરા તાકી તાકી રહે છે,
પડ્યો વીર સ્વર્ગે જઈને વરે છે. ૩૦
વખાણુ તને વીર ભામી શિ રીતે,
નથી ચિત્ર જોયું અમે આંખથી તે;
પ્રભૂ ક્ષેત્ર એવું પ્રતાપી બતાવે,
ખુલાખી ખુશી થી બહુ એ બતાવે. ૩૧

---

# विर विजय.

## સોમરાજી છંદ.

ધસે ધીર ધાડાં, હસે જેમ હાડા,
કસે કાય યુધ્યે, વસે વીર મધ્યે. ૧
ડસે હોઠ ડાચે, રસે યુદ્ધ રાચે;
જશે કેમ જીત્યો, હશે મ્હારથી તો. ૨
લડે લાવ લેવા, ચઢે શૂર કેવા;

---

[1] હોકારા. [2] મહાદેવ.

નડે રીપુ દાવે, પડે ટૂટિ ધાવે. ૩
અડે જ્યાં અખાડા, લડે ક્ષત્રિ લાડા;
છડે [1]શાળ જાણે, પડે માર બાણે. ૪
ધટે ઘેર ઘાલે, વટે વેર વાળે;
ચટે યુદ્ધ ચાળે, [2]વડે ભવ્ય ભાલે. ૫
ફરે આંખ ફાટી, કરે કીકિયાટી;
ધરે બીક શાની, અરે બોલિ વાણી. ૬
ભરે હામ ભારી, સરે સિદ્ધિ સારી;
વરે દેવ નારી, ઠરે મોક્ષ બારી. ૭
વદે વીર વાણી, મદેથી ભરાણી;
ન દે પાછિ પ્હાની, નદે માનિ હાની. ૮
પદે પ્હાડ ડોલે, બદે કેમ બોલે;
મદે પૂર્ણ માતા, કદે કષ્ટદાતા. ૯
કુદે કોપકારી, રૂદે રાસ ધારી;
ઉદે ક્રોધ ભારી, ધુંદે રીપુ મારી. ૧૦
બજે વીર વાજાં, સજે શસ્ત્ર સાજાં;
તજે નેહ નારી, ભજે ટેક ભારી. ૧૧
[3]ગજે દેવ ડોલે, રજે સૂર્ય રોળે;
ભજે ના ભુંડાઈ, લજે કૃષ્ણમાઇ. ૧૨
મચે માન માટે, બચે કોણ વાટે;
પચે કાળ પેટે, રચે યુદ્ધ ભેટે. ૧૩
નમે ના નમાલા, ખમે અઙ્ગ ખુલ્લાં;
ગમે રોળ ગોષ્ટી, ક્ષમે વૃત્તિ [4]વિષ્ટી. ૧૪
ધુમે શસ્ત્ર ધારી, શમે શાંતિ સારી;
રમે રાડ રોપી, દમે મ્હેર લોપી. ૧૫
વળે કોણ વાળ્યો, પળે યુદ્ધ પાળો;
રૂળે કીર્તિ રૂડી, મળે માન મૂડી. ૧૬

---

૧ ડાંગર. ૨ ચકી. ૩ શક્તિથી. ૪ સલાહની.

દળે દુષ્ટ દાવે. બળેથી બિહાવે;
છળે છેદ ના દે, કળે વેદના દે. ૧૭
તકે ટેક રાખે, હકે હામ દાખે;
જકે બાત્રિ જાતે, ટકે યુદ્ધમાં તે. ૧૮
બકે ના બડાઈ, ચુકે ના ચડાઈ;
મુકે મામ શાનું, લખેલું થવાનું. ૧૯
વહે રક્ત વારી, ગ્રહેછે કટારી;
રહે ધૈર્ય ધારી, કહે કીકિયારી. ૨૦
પટે દાવ ખેલે, વટે શીર મેલે;
રટે રાગ સીંધૂ, હટે કેમ હીંદૂ. ૨૧
કટે શીશ કોટી, ઘટે ફોજ મ્હોટી;
લટે ના લગારે. ભટે ભીડ ભારે. ૨૨
બળે બાહુ ભીડે, ચળે મેરૂ ચીડે;
હલેથી હઠાવે, પ્રલેથી બચાવે. ૨૩
ડુબેથી ન ડોલે, મુખે માર બોલે;
ભુખે કેમ ભાગે, સુખે સ્વર્ગ માગે. ૨૪
છુટે તોપ ગોળા, તુટે ગર્ભ બાળા;
ફુટે ફુંદ ફાશી, ઉઠે વાણિ એ શી! ૨૫
ખપે રાણિ જાયા, તપેથી તપાયા;
છુપે પંદ છાના, જપે જીવ વાના. ૨૬
રણે રૂચિ રાખી, હણે ફોજ આખી;
ગણે ગૂણ ઝાંખી, ભણેછે બુલાખી. ૨૭

# પદ [1]પૂર્તિ.

## કથનબોધ [2]બત્રીશી.

### મંગળાચર્ણ.

### "ગણેશ*તું પરમેશ"

*દોહરા.

લંબોદર લાયક નમું, વિઘ્ન હરણ વિશ્વેશ;
વિદ્યાદાતા ગજવદન, ગણેશ તું પરમેશ. ૧
ગ્રંથારંભે ગુણ ગણે, વિદ્‌જનો વિશેપ;
સંકટ ટાળે સમરતાં, ગણેશ તું પરમેશ. ૨

---

૧ પદપૂર્તિ અને સમસ્યાપૂર્તિ એક ગણવામાં આવે છે-પણ મારા ધારવા પ્રમાણે એમાં કેટલોક ભેદ છે. સમજી શકાય એવા ચર્ણના સબંધની ઐક્યતા કરવામાં આવે તે પદપૂર્તિ અને કઠિણ પદના સબંધ ઉપર લક્ષપૂર્વક રચવામાં આવેલ પદ લાલિત્યને સમસ્યાપૂર્તિ ગણવી જોઈએ. તેથી આ વિષયથી સમસ્યાપૂર્તિ એ વિષય જુદો રાખ્યો છે.

૨ આ કહેવત પદપૂર્તિની નવી યુતિ કવિ દલપતરામે "બોલે તેનાં બોર વેચાય" વિગરે થોડી કહેવત ઉપર પ્રથમ અજમાવી છે. એ ધોરણ ઉપર આ રચના ઉઠાવી છે-પ્રથમ બાવની લખવાની હતી. પણ વખત ન મળ્યાથી બત્રીશી રચી છે. આ રચના પ્રજાને પસંદ પડશે તો ધારેલી યુકિતપર ઇલાહિદો ગ્રંથ રચી બ્હાર પાડીશ.

*આ મંગળાચર્ણની કવિતામાં ગણપતિની સ્તુતિરૂપે જેટલી ખુબી રહીછે તેટલી અગર તેથી વધારે ખુબી મંગળાચર્ણ છતાં કહેવતરૂપે રહેલીછે એ રસજ્ઞ પુરૂષો જાણશે. (પ્રસિદ્ધકાર).

*આવા દોહરા, ચોપાઈ જેવાં સાદાં વૃત્તોને બદલે તોટક શિખરિણી અને ભુજંગી જેવા છંદો મૂકી તમામ કહેવતો ઉપર કવિતા કરવા એક રસજ્ઞ ગ્રહસ્થે મને ભલામણ કરી હતી. –

કહેવતો અસંખ્ય છતાં કવિતાના સબંધમાં કેટલી આવી શકે, કેટલી કહેવતોના અનુપ્રાસ સાચવી શકાય, અને તેના સ્વરૂપનો યોગ્ય ફેરફાર ન કરતાં કેવા વૃતમાં મૂકી શકાય એની આવી ખુબી સમજનાર સલાહકારને ધન્ય છે!!!

વેદ ભેદ વળિ નવ લહે, તો શ્રુતિ શાનો શેષ;
અશેશ એવા ગુણ અધિક, ગણેશ તું પરમેશ. ૩
શંકર સુત સોહામણો, હસતું વદન હમેશ;
સિદ્ધિ બુદ્ધિ પતિ શોભિતો, ગણેશ તું પરમેશ. ૪
ઉત્પન્ન ઉમીયા અંગથી, ઉત્તમ અંગ ઉજેસ;
શિરોમણી સુર સમુહમાં, ગણેશ તું પરમેશ. ૫
મૂષક વાહન મલપતો, કેવળ ચૂરણ કલેશ;
વાણી ગૂણ શકે ન વદિ, ગણેશ તું પરમેશ. ૬
મૂગા મુખ્ય વદતા કરે, વરવા સુંદર વેશ;
પથ્થરને પંડિત કરે, ગણેશ તું પરમેશ. ૭
મંગળ કાર્ય બને સહજ, પંડે થતાં પ્રવેશ;
રહે અમંગળથી અલગ, ગણેશ તું પરમેશ. ૮
એક દંત ઉજ્વલ અનુપ, બુદ્ધિ જેની બેશ;
કષ્ટકદન કળિયૂગમાં, ગણેશ તું પરમેશ. ૯
સાહ્ય હોય ત્હારી સરસ, પડે કાર્ય સૌ પેશ;
ગાજે મુસ્તક ગરિબને, ગણેશ તું પરમેશ. ૧૦
રૂચી રૂદયમાં આપવા, આર્યોને ઉપદેશ;
વરદાયક શુભ વાણિ દે, ગણેશ તું પરમેશ. ૧૧
કથન બોધ બત્રિશી કયુ, વિસ્તારી પદ લેશ;
બુલાખિને દે બુદ્ધિ તું ગણેશ તું પરમેશ. ૧૨
ગુર્જરની ગણના ન કરિ, ધર્યો અધિક તેં દ્વેષ;
ઘટે ઓળવી ઓગણી, ગણેશ*તું પર મેશ. ૧૩

---

## "મીણનોય પણ માંટી."

### ચોપાયાછંદ.

પતિને પરમેશ્વર ગણિ પુજે, દે કજિયાને દાટી;
ઉત્તમ અબળાની એ રીતી, મીણનોય પણ માંટી. ૧

* ખાસ કારણથી "ગણેશ" એ નામ ન લેવા નિયમ કર્યો

સુળી સાસરાની સુખકારક, મહિયર પાલખિ માઠી;
પુરો પ્રવિણ કાં હીણકમાઉ, મીણનોય પણ માંટી. ૨
લે પીટણિ પતિને પીટ્યો કહી, પ્રથમ થકી લે *પાટી;
એ રામાને રામ રિઝે કયમ, મીણનોય પણ માંટી. ૩
ચાલ ચતુરના જેવી હોય કે, રાબા જેવી રાંટી;
અભાવ ઉરમાં અલ્પ ન આણે, મીણનોય પણ માંટી. ૪
પ્યાર ઉપરથી પુરો જણાવે, ખચિત નજર મહિં ખાટી;
કરે કામ એ કુલટા કામનિ, મીણનોય પણ માંટી. ૫
ક્લેશ કરાવા સદા કંથને, કરે નિકટ કિકિયાટી;
બળ્યુ જીવિત એ બાયડિ કેરૂં, મીણનોય પણ માંટી. ૬
કોપે પતી કથન કડાં કહિ, અલ્પ ન રાખે આંટી;
દુહિતા એ દેવાંશી જનની, મીણનોય પણ માંટી. ૭
સ્વામીની સંપતી પ્રમાણે, મળે બાજરી બાટી;
અસંતોષ કે રોષ ન ધારે, મીણનોય પણ માંટી. ૮
ઉચરે પતિને પ્રસન્ન કરવા, ધણિક મધૂરી ઘાંટી;
દોષ કોષને દૂર કરાવે, મીણનોય પણ માંટી. ૯
પતિને પેખીને પીડામાં, ઉભી ન થાય રૂવાંટી;
ધિક્ક જીવિત એ ધર્મવાણિનું, મીણનોય પણ માંટી. ૧૦
નાથ નમાલો નિરખી નિજનો, ફરે ફંદમાં ફાટી;
ફટ ફટ કહુંછું એહ ફુવડને, મીણનોય પણ માંટી. ૧૧
પ્રજાપતીનું પાત્ર નથી કે, નજર બદલવા નાઠી;
ભુંડો ભલો આ ભવમાં એ પતિ, મીણનોય પણ માંટી. ૧૨
ભલે ભુષણ ભરતાર ઘડાવે, કે દે વેચી સાટી;
માલિક છે એ તન મન ધનનો, મીણનોય પણ માંટી. ૧૩
હોદ્દે હોય ગવરનર કે પછિ, કાંતો હોય તલાટી;
હલકો ગણિ હૈયું નવ બાળે, મીણનોય પણ માંટી. ૧૪
વચન વિરૂદ્ધ કદી વરતે નહી, મતી ધરીને માઠી;

---

છતાં કહેવતદ્વારાએ એ નામ સંભારવું પડ્યું છે ત્યારે મૂળનો ઉદ્દેશ જણાવવા આ શ્લેષ દોહરો રચ્યો છે. *જમીલે.

મુગટ ગણે માયાનો પતિને, મીણનોય પણ માંટી ૧૫
સદા સંચરે સુનિતિ રસ્તે, આડે નહી ઉફરાંટી;
કુળને કેમ કલંક લગાડે, મીણનોય પણ માંટી. ૧૬
કરે મરદને મદદ હમેશે, ચારૂ પ્રમરસ ચાટી;
વાહ ખુલાખી એ વનિતાને, મીણનોય પણ માંટી. ૧૭

---

## "ચોરીનું ચંડાળે જાય."

### ચોપાઇ.

દાટે કંજુસ ઘરમાં દામ, કદી શરીરને નાવે કામ;
મુવા પછી મિલકત કોઈ ખાય, ચોરીનું ચંડાળે જાય. ૧
કન્યાવિક્રયની કરિ કેર, ઘણા રૂપૈઆ લાવે ઘેર;
લાગે પછી સદનમાં લ્હાય, ચોરીનું ચંડાળે જાય. ૨
રડાવિને રાંકાનું રળ્યું, ગણે અધરમી ઘટમાં ગળ્યું;
અરથ અકારજ તે અવટાય, ચોરીનું ચંડાળે જાય. ૩
આદરિ કરમ અધીક અઘોર, ચોરી કરિને લાવે ચોર;
દરબારે બમણો દંડાય, ચોરીનું ચંડાળે જાય. ૪
ઓછું વણીક તોળે અન્ન, ધ્યાન કપટ કરિ રળવા ધન્ન;
લાભ સહીત પછી લૂંટાય, ચોરીનું ચંડાળે જાય. ૫
લાલચથી પરથમ લે લાંચ, કથળે તેમાં વાત કદાચ;
ખોઇ નોકરી ગોદા ખાય, ચોરીનું ચંડાળે જાય. ૬
વિશેષ લે આગળથી બ્યાજ, દિલે રંકની ન ધરે દાઝ;
મુડી સહિત મો'કણ મંડાય, ચોરીનું ચંડાળે જાય. ૭
ખલપણ ખુબ એવું જન કરે, સાંથ નહી ભૂપતિને ભરે;
પડે *શલભનો પછિ સમુદાય, ચોરીનું ચંડાળે જાય. ૮
દુકાળ કારણ દાનત ધરે, મોંઘું અનાજ વેચી મરે;
દાણો સહિ સસ્તુ વેચાય, ચોરીનું ચંડાળે જાય. ૯
જઈ જુગટિયો જુગટૂ રમે, પડે પાધરો દા કોઈ સમે;

---

* તીડ.

વિત વેશ્યા અંદર વપરાય, ચોરીનું ચંડાળે જાય. ૧૦
વેચે માલ વગળ બહુ કરી, વિશ્વાસે નવ લે કોઈ ફરી;
પછિ અરધી કિંમત અંકાય, ચોરીનું ચંડાળે જાય. ૧૧
બોધ બુલાખીનો ધરિ કાન, ભાવ ધરી ભજિ લ્યો ભગવાન;
પુન્ય મારગે પરઠો પાય, ચોરીનું ચંડાળે જાય. ૧૨

---

## બળિયાના બે ભાગ.

### દોહરા.

સજે અજાવધ શૂર પણ, વધ ન કરે જઈ વાઘ;
ન્યાય નહીં નિરબળ તણો, બળિયાના બે ભાગ. ૧
મૂષક ખોદીને મરે, જાય અહી તે જાગ;
ઊંદરજી અળગા રહે, બળિયાના બે ભાગ. ૨
સારી હોય સભા જ્યહાં, મોટાને દે માગ;
ગણગારે ન ગરીબને, બળિયાના બે ભાગ. ૩
[1]સમિર જુવો જઈ સ્નેહથી, સળગાવે છે આગ;
દરપ હરે દીપક તણો, બળિયાના બે ભાગ. ૪
વાયૂ શૈલ વિદારવા, લગિર ધરે નવ લાગ;
તોડીને પાડે તરૂ, બળિયાના બે ભાગ. ૫
મછવાને હરકત મહા, [2]અર્ણવ અંબુ [3]અથાગ;
નભાવિ લે છે નાવને, બળિયાના બે ભાગ. ૬
જે ગ્રહ પીડે ગરિબને, અધિક કરી અનુરાગ;
રંક થયા રાવણ સદન, બળિયાના બે ભાગ. ૭
કોયલ કેરો ભક્ષ તે, જાય પડાવી કાગ;
કાંગી કોયલ શું કરે, બળિયાના બે ભાગ. ૮
માંખી મધ મથિને કરે, પંડ ચૂશિ પરાગ;
ભળે મનુષને ભાગ તે, બળિયાના બે ભાગ. ૯
ઉચકે સહુ જન અળશિયું, નહિ છંછેડે નાગ;

---

૧ પવન. ૨ સમુદ્ર. ૩ પાણી.

આદિ અનાદિ રીત એ, બળિયાના બે ભાગ. ૧૦
સોસે ઊનાળે સુરજ, તમામ નીર તડાગ;
સુકે સમુદ્ર ન તેટલો, બળિયાના બે ભાગ. ૧૧
મંડે થઇને મરણિયો, પાછો ન ધરે પાગ;
રણ અંદર જય મેળવે, બળિયાના બે ભાગ. ૧૨
કણ એતરમાં તેતરો, આવા ન લહે લાગ;
નાશ તમામ તિડો કરે, બળિયાના બે ભાગ. ૧૩
જપે ન દશરથ જનકને, જો બુલાબિ કોઈ જાગ;
રટે નામ સહુ રામનું, બળિયાના બે ભાગ. ૧૪

---

## "पेट करावे वेठ."

### દોહરા.

પીડા મ્હોટી પેટની, ભગવંતે કરિ ભેટ;
ન્હાના મ્હોટા સરવને, પેટ કરાવે વેઠ. ૧
બજાણિયા બહુ બળ કરી, ઠરે વાંસપર ઠેઠ;
દોડે અધ્ધર દોરપર, પેટ કરાવે વેઠ. ૨
વડા વ્હાણમાં વીચરે, સમુદ્ર રસ્તે શેઠ;
જીવ નાંખે જોખમ વિષે, પેટ કરાવે વેઠ. ૩
હરેક હરકત હોય પણ, પેટ થકી સહુ હેઠ;
વડી આપદા વિશ્વમાં, પેટ કરાવે વેઠ. ૪
આરોગે અરૂચી છતાં, અન્ય જનોની એંઠ;
ખરાં ખાસડાં પણ ખમે, પેટ કરાવે વેઠ. ૫
પેટ અરથ પાખંડ રચિ, ભમે ભૂતની પેઠ;
સહે માન અપમાન સહુ, પેટ કરાવે વેઠ. ૬
કાશદ કે કંગાળ નરે, નીચ ઊંચ જન નેટ;
શેર અન્ન સારૂ મથે, પેટ કરાવે વેઠ. ૭
વતની વીરમગામનો, વસે જઈ ઉમરેઠ;
સ્નેહ સગાં સૌનો તજે, પેટ કરાવે વેઠ. ૮

પરણી તજિને પરવરે, વરસે શ્રાવણ જેઠ;
કામનિસુખ અળગું કરે, પેટ કરાવે વેઠ. ૯
ધર્મ તજી ધન કારણે, પંડે કરે પરેટ;
લશકરમાં લડવા ચડે, પેટ કરાવે વેઠ. ૧૦
પરહરિ પરમ પવિત્રતા, છેવટ આભડછેટ;
કરમ કરાવે કસઇનું, પેટ કરાવે વેઠ. ૧૧
વસ્તી તજિને વતનની, સેવે ઉજ્જડ બેટ;
કારણ બડું બુલાખિ એ! પેટ કરાવે વેઠ. ૧૨

---

# બકરૂં કાઢતાં પેસે ઉંટ.

## ચોપાઈ.

રેચ ઉનાળે લે અડબંગ, જરૂર કરે કોગળિયું જંગ;
રહે મોકળી મુખને મૂંઠ, બકરૂં કાઢતાં પેસે ઊંટ. ૧
ફૂંદ કરી દેવાળું ફૂંકે, મતા છુપી સ્નેહી ઘર મુકે;
જર ઓળવે વદી તે જૂઠ, બકરૂં કાઢતાં પેસે ઊંટ. ૨
કરા કને કૌવચનો છોડ, મચે કાઢવા કરિને કોડ;
ચઢે અખીલ શરીરે ચુંટ, બકરૂં કાઢતાં પેસે ઊંટ. ૩
વ્યભિચારી નવ કરે વિચાર, જઈ રમે પરસ્ત્રીથી જાર;
છબિલી લે છીનાળે છૂટ, બકરૂં કાઢતાં પેસે ઊંટ. ૪
જોડે જાન અસૂરી અને, વળાવિયા નવ રાખે કને;
પડે પછી મારગમાં લૂંટ, બકરૂં કાઢતાં પેસે ઊંટ. ૫
માબાપો લેવાને લ્હાવ, બાળલગ્નના ખેલે દાવ;
કરે કજોડાં પછિ શીરકૂટ, બકરૂં કાઢતાં પેસે ઊંટ. ૬
દરથી ઉંદર દમિને હસે, વળતાં વિષધર આવી વસે;
તદા થાય શાન્તીની તૂટ, બકરૂં કાઢતાં પેસે ઊંટ. ૭
બાપ લડાવે બાળાપણે, ભાગ્યે સૂત પછીથી ભણે;
તનુજ રહે જેવા તાબૂત, બકરૂં કાઢતાં પેસે ઊંટ. ૮
કપણ અવલ ઔષદ નવ કરે, વળતી રોગ વડો વિસ્તરે;

ઘસે પછીથી કર સંપૂટ, બકરૂં કાઢતાં પેસે ઊંટ. ૯
કાન શોભવા કારણ કોય, ધરે ભૂષણ ઘરમાં જે હોય;
પડે કાનની ટૂટી બૂટ, બકરૂં કાઢતાં પેસે ઊંટ. ૧૦
પાણીમાં પડછાયો શ્વાન, જોઈ રોટલો લેવા તાન;
ખુવે રોટિ નિજ કરિને રૂઠ, બકરૂં કાઢતાં પેસે ઊંટ. ૧૧
સંપ નહી શીરબંધી સાથ, મદ મનમાં રાખે મહિનાથ;
ફટાયાનિ મહિં પેસે ફૂટ, બકરૂં કાઢતાં પેસે ઊંટ. ૧૨
હજામ મતિ ઊંધાનો હોય, કાંટો જાય કઢાવા કોય;
ખોળે ખુલાખી અંદર ખૂંટ, બકરૂં કાઢતાં પેસે ઊંટ. ૧૩

## अेक दुःख ने बीजूं हास्य.

### ચોપાઈ.

વૃદ્ધવયે પરણે જઈ નાર, વળતી નારિ કરે વ્યભિચાર;
કરે કંથ તેનો કંકાસ, એક દુઃખ ને બીજૂં હાસ્ય. ૧
રચે કજોડાંકેરા રાસ, ઉરમાં દંપતિ રહે ઉદાસ;
*પંડ્યો ગાળો ખાય પચાસ, એક દુઃખ ને બીજૂં હાસ્ય. ૨
દૈવત દીનતણું દેખાય, વાદ વડાનો લેવા જાય;
થાય પછી દેવાનો દાસ, એક દુઃખ ને બીજૂં હાસ્ય. ૩
આગળથી ટાળે ઇતબાર, વળતી ચહે વડો વ્યવહાર;
ઉભા નવ રાખે કોઈ પાસ, એક દુઃખ ને બીજૂં હાસ્ય. ૪
મૂળે તો મર્કટની જાત, વીંછી કરડે તો શી વાત;
આરડિને કૂદે આકાશ, એક દુઃખ ને બીજૂં હાસ્ય ૫
અંત કર્યા વિણ એતી કરે, ભારે દર ભૂપતિને ભરે;
અનાજની નવ દેખે આશ, એક દુઃખ ને બીજૂં હાસ્ય. ૬
લઢી અને લોકોથી લક્ષ, ઝાઝાં ઝેરી વાવે વૃક્ષ;
માગે પછિ ફળમાંહ્ય મિઠાશ, એક દુઃખ ને બીજૂં હાસ્ય. ૭
માનવિ ઝેર પિધાથી મરે, ધ્યાને મૂરખ બોધ ન ધરે;

* ગોર.

*પાન કરી ઇચ્છે અજમાશ, એક દુઃખ ને બીજૂં હાસ્ય. ૮
મન મૂંડ્યા વિણ મૂંડે કેશ, હૈયું માયાલુબ્ધ હમેશ;
સુંદરિ ચહે સજી સન્યાસ, એક દુઃખ ને બીજૂં હાસ્ય. ૯
ઘરઈ મળે ખાવા નવ ધાન, મંદિર દસ આવે મેમાન;
કરે †મનોહરની ન કચાશ, એક દુઃખ ને બીજૂં હાસ્ય. ૧૦
હોય આળસૂનો સરદાર, લાગે લાહ્ય સદન મોઝાર;
તોપણ ઉઠવા કેરો ત્રાસ, એક દુઃખ ને બીજૂં હાસ્ય. ૧૧
ત્રણ સાથે તરેતીબજ કરી, તેર તુટેછે તેમાં ફરી;
ભવિષ્યનો નવ ધારે ભાસ, એક દુઃખ ને બીજૂં હાસ્ય. ૧૨
આળસુ બનિને બેશી રહે, યોગ નહીં ઉદ્યમનો ચહે;
સદન ચહે *ચપળાનો વાસ, એક દુઃખ ને બીજૂં હાસ્ય. ૧૩
અતિ કંકાસ સ્વયં આદરે, ઘેલિ સાસરે નવ સંચરે;
પઢે બોધ પોતે ડહિપાસ, એક દુઃખ ને બીજૂં હાસ્ય. ૧૪
દોસ્તી અંદર ધીરે દામ, લખે ન લેખ બુલાખીરામ;
વળતી તેમાં સ્નેહ વિનાશ, એક દુઃખ ને બીજૂં હાસ્ય. ૧૫

---

## वासीदे सांबेलूं जाय.

### ચોપાઈ.

આણી સ્વદેશનું અભિમાન, ધર્યું સ્વદેશીપર નહિ ધ્યાન;
દેશ ઠગારા તાજા થાય, વાશીદે સાંબેલું જાય ! ૧
ભૂલ્યા ભૂપતિ શ્રીપતિ ભાન, દે નહિ વિદ્વાનોને દાન;
પાખંડી ગુરૂઓ પૂજાય, વાસીદે સાંબેલું જાય ! ૨
હુનરિ કોય સ્વદેશી હોય, કદર કરે તેની નહિ કોય;
ગાય દોહ્ય કુતરીને પાય, વાશીદે સાંબેલું જાય ! ૩
રાજનિતિને ન ભણે રાજ, તાનબાજિને ન કરે તાજ;
ખળ પ્રધાન પછિ કૂટી ખાય, વાશીદે સાંબેલું જાય ! ૪
અબળાને રાખી અજ્ઞાન, વિશેષ કીધી નહિ વિદ્વાન;

---

* પીને. † પરોંણાગત. * લક્ષ્મિ.

પ્રજા પ્રવીણ પછી ક્યમ થાય ? વાસીદે સાંબેલું જાય ! ૫
માનીને કુળની મ્હોટાઈ, શંખનિ સાથે સજે સગાઈ;
ચિંતે ન શૂભ સુતાનું શ્હાય, વાસીદે સાંબેલું જાય ! ૬
ઉદ્યમને અળગો કરિ અંગ, સદા કરે આળસનો સંગ;
જ્હાણું સુખનું ક્યાંથી વાય, વાસીદે સાંબેલું જાય ! ૭
હૈએ અધિક ધરીને હોંશ, પેખે પરજનના જઈ દોષ;
પગ નીચે બળતું ન જણાય, વાસીદે સાંબેલું જાય ! ૮
પચીસક્રોડની વસ્તી છતાં, ખૂબ રિતેથી ખાધા ખતા;
અલ્પ કરી ન શક્યા ઉપાય, વાસીદે સાંબેલું જાય ! ૯
કીધી દેશાટનની કેદ, ભળાવિયા નવ પુરે ભેદ;
વશી વ્હેમમાં ગોથાં ખાય, વાસીદે સાંબેલું જાય ! ૧૦
તૂત તણાં કરિને તોફાન, ધર્યું ન ધરણીધરનું ધ્યાન;
કાળ રહ્યો શિર ટાંપી કાય, વાસીદે સાંબેલું જાય ! ૧૧
નાશવંત આ સકળ શરીર, માંહી બુલાખી માંસ રૂધીર;
રાજી થૈ ન રટે જગરાય, વાસીદે સાંબેલું જાય ? ૧૨

---

# જેવા રાજા તેવી પ્રજા.

## ચોપાઈ.

શાણો હોય કદાપી શેઠ, ઠરેલને પ્હોચેલો ઢેઠ;
બને દાસ પણ તેવા બિજા, જેવા રાજા તેવી પ્રજા. ૧
ભડકણ ભારે હોય ભુપાળ, મળે ન શૂરાતનનો માલ;
ડરે પ્રજા અવલોકી *અજા, જેવા રાજા તેવી પ્રજા. ૨
પાપે પેટ ભરે પુરનાથ, હેતે કરે અધરમો હાથ;
રૈયત રચે કપટની કજા, જેવા રાજા તેવી પ્રજા. ૩
ભકતી તેવી જેવો ભાવ, જેવિ શક્તિ તેવો શિરપાવ;
ગુમો જેહવો તેવી સજા, જેવા રાજા તેવી પ્રજા. ૪
ગાળ્યું તેહવું જેવો ગોળ, મળ્યું જેહવું તેવો મ્હોલ;

---

* બકરી.

ધામ જેહવું તેવી ધજા, જેવા રાજા તેવી પ્રજા. ૫
જેવા મયૂર તેવી કળા, જેવા પ્રાગુણ તેવી પળા;
જેવી ગમ્મત તેવી મજા, જેવા રાજા તેવી પ્રજા. ૬
રૂપ જેહવું તેવા રંગ, ઢાળ તેહવા જેવા ઢંગ;
જેવાં લક્ષણ તેવી લજ્યા, જેવા રાજા તેવી પ્રજા. ૭
જેવા અહિ તેવું છે ઝેર, જેવા દુશમન તેવું વ્હેર;
જેવો નોકર તેવી રજા, જેવા રાજા તેવી પ્રજા. ૮
તેવી માયા જેવું હેત, દૂધ જેહવું તેવુ સ્વેત;
ઇલાજ તેવા જેવી ઈજા, જેવા રાજા તેવી પ્રજા. ૯
તેવા બેટા જેવા બાપ, જેવા અગ્ની તેવા તાપ;
જેવાં મંદિર તેવાં છજાં, જેવા રાજા તેવી પ્રજા. ૧૦
ધરે જન્મ ગોલાને ઘેર, ક્ષત્રીવટ લાવે કઈ પેર;
ભજન કરે કુશકાનું ભજ્યાં, જેવા રાજા તેવી પ્રજા. ૧૧
શિયાળણી ઉશ્કેરે સૂત, કરીકુંભ હણવા કર્યું તૂત;
ધરે વિજયનાં ક્યાંથી ગજાં, જેવા રાજા તેવી પ્રજા. ૧૨

---

## "कर्युं भगाना जेवुं."

### ચોપાયા વૃત્ત.

અરધી ઉમ્મર વહીગઈ. ભગવતનું નામ ન લેવું;
મનુષદેહ'માં વાટ ઉઠાડી, કર્યું ભગાના જેવું! ૧
દીન જનોને દમિને કીધું, કામ કપટનું કેવું;
અરે! અભાગી કશું કમાયો, કર્યું ભગાના જેવું! ૨
હિંસા ચોરી પરનિંદાને, નૂત બિજુ કર્યું તેવું;
સુનીતિ કેરો સંગ કર્યો નહિ, કર્યું ભગાના જેવું! ૩
ઈશ્વરના આરાધનનું રહ્યું, મૂરખ માથે દેવું;
ફીટવવા તે ફિકર ન રાખી, કર્યું ભગાના જેવું! ૪
જમ કિંકરનું જન્મ મરણ પછિ, સંકટ પડશે સ્હેવું;
પછિથી પસ્તાઈશ તૂં પાપી, કર્યું ભગાના જેવું! ૫

દીન જનોનાં દુઃખ નહિ કાપ્યાં, સ્ત્રીનું પડખું સેવ્યું;
અધર્મનો અંબાર ભર્યો તેં, કર્યું ભગાના જેવું! ૬
દેખ્યું નહિ દોલતના છકમાં, આંખે તીમિર એવું;
પાઈ ન ખરચી પરમારથમાં, કર્યું ભગાના જેવું! ૭
શીખ્યો નહિ સ્વપ્નાની અંદર, વપુ પરમાર્થે વ્હેવું;
હરામખોરીમાં હોંશીલો, કર્યું ભગાના જેવું! ૮
ધામ ધરા ધન ધર્યું રહેશે, પાછળ નાવે નેવું;
ઠગતાં ઠગ તું ઠગાઈ બેઠો, કર્યું ભગાના જેવું! ૯
સંત મહંતની સેવા ન સજિ, રુચ્યું રંગમાં રે'વું;
ધમ્યું સોનું તેં ધર્યું ધૂળમાં, કર્યું ભગાના જેવું! ૧૦
હીરા મોતી અળગા કરિને, "પથ્થરમાં ચિત્ત પ્રોવ્યું;"
ખોટ તણો ધંધો તેં બેઠી, કર્યું ભગાના જેવું! ૧૧
સાધન સ્વાત્માનું ન શક્યો કરિ, આ અવતરણ વગોવ્યું;
બેડો તુજ બુલાખી બૂડયો, કર્યું ભગાના જેવું! ૧૨

---

## "वनो व्हेरिने वश करे"

### સોરઠા.

વિનય વડો ગુણ વીર, ધિરજ વાન ધરથી ધરે;
તો પામે સુખતીર, વનો વ્હેરિને વશ કરે. ૧
રે શુભ વિનય વિવેક, પુરૂષ ધરે પ્રત્યેક જો;
હરકત હઠે હરેક, વનો વેરિને વશ કરે. ૨
વિનય તણે વશ સર્વ, દાનવ માનવ દેવતા;
પરમ નીતિનું પર્વ, વનો વ્હેરિને વશ કરે. ૩
ઉત્તમ ગૂણ અપાર, વિનય વસે વપુમાં નહીં;
પ્રજા ન પરઠે પ્યાર, વનો વ્હેરિને વશ કરે. ૪
નભ ભૂષણ રવિ હોય, સર ભૂષણ જળ શોભતું;
જનનું ભૂષણ જોય, વનો વ્હેરિને વશ કરે. ૫
કડવી જીભે કોય, પાય પળી પાણી નહીં;

હરેક મ્હોટઈ હોય, વનો વ્હેરિને વશ કરે. ૬
કોયલ કાળી મેંશ, વિનય વાણિ મીઠી વદિ;
વ્હાલી થઈ વિશેષ, વનો વ્હેરિને વશ કરે. ૭
જીભડિ ઝેરી હોય, વ્હેરી વિશ્વ બધું કરે;
ભ્રષ્ટ પડી પત ખોય, વનો વ્હેરિને વશ કરે. ૮
શુક સારિકા સુહાગિ, વદિને મીઠી વાણિયે;
અધિક બને અનુરાગિ. વનો વ્હેરિને વશ કરે. ૯
સુંદરિ સુકે શરીર, વિનય *ઔષધી વૈદ દિધ;
થયો કરાર રૂઓર, વનો વ્હેરિને વશ કરે. ૧૦
બેસે નહી બદામ, ગણે વાહવા ગામમાં;
કઠીણ સધાએ કામ, વનો વ્હેરિને વશ કરે. ૧૧
શું અરપે ફળ મોર, શું ખુંચાવી ઘુવડ લે;
ચિતમાં લહે ચકોર, વનો વ્હેરિને વશ કરે. ૧૨

---

* એક ઘરમાં સાસુ વહુને રોજ કજિયો થતો હતો. કંકાસથી વહુ સુકાઈ ગઇને માંદી પડી. પછી પોતાની સાસૂને વશ કરવા એક ગોરજી વૈદને ત્યાં ગઈ. સમય સૂચક વૈદે આ હકીકત સાંભળી એક લાકડાનું છોડિયું આપી કહ્યું કે જ્યારે જ્યારે તારી સાસુ લડે ત્યારે ત્યારે એક ખુણામાં મુગા રહી આ છોડીયું તારે કરડવું. પછી જ્યારે સાસુ લઢે કે વહુ આ પ્રયોગ અજમાવે! એમ કેટલાક દિવસ વિત્યા કેડે સાસુ સમજી કે વહુ હવે સુધરીને શાણી થઈછે ને હું બોલુંછું તે ખોટુ કરૂછું. એમ પસ્તાઇ તેણે તકરાર છોડી દીધી. કેટલેક દિવસે પેલું છોડિયું દાંતે કરડ્યાથી પુરૂ થઇ રહ્યું ત્યારે વૈદ પાસે લેવા ગઈ. અને આ ઉત્તમ દવાના વખાણ કર્યાં. વૈદે તેને શિખામણ આપી કહ્યું કે એ છોડીયું તો આસ્તા બેસાડવા મેં તને અમસ્તુ આપ્યું હતું. એ તું મ્હોમાં રાખી તારી સાસુ લડતી ત્યારે તું બોલતી નહી એનો તને ગૂણ મળ્યોછે. માટે હવે પછી ક્યારે પણ તારી સાસૂ વઢે કે તારે મૂંગા રહેવું. અને વિનય રાખવો. એ વાતનો એ દોહરામાં ઉદ્દેશ છે.

# "જે જાયું તે જાય."

## દોહરા.

જે ઊગ્યું તે આથમે, ફૂલ્યું તે કરમાય;
એહ નિયમ અવિનાશનો, જે જાયું તે જાય. ૧
અરે અબુધ આ આદમી, મનમાં શું મકલાય;
ઘાટ થશે શો ઘડિ પછી, જે જાયું તે જાય. ૨
ધ્રૂજાવતા ધમધમ ધરા, પડતા જેના પાય;
એવા નરે ઉપડી ગયા, જે જાયું તે જાય. ૩
ફૂંકે પરવત ફાડતા, કઠણ વજ્રસમ કાય;
આવ્યા કાળના ખપરમાં, જે જાયું તે જાય. ૪
રાવણ સરખા રગડમલ, બળિયા બળિસમ રાય;
કાળે તેને કૂટિયા, જે જાયું તે જાય. ૫
ભોજ સુ વિક્રમ ભૂપતી, ગ્રંથે ગૂણ ગવાય;
કાયમ એ કથને રહ્યા, જે જાયું તે જાય. ૬
પરપોટો જ્યમ પાણિનો, કાચ કળશવત કાય;
વાર ન લાગે વણસતાં, જે જાયું તે જાય. ૭
અરધી આવરદા ગઈ, હૈએ ન ધરિ હાય;
પછી થકી પસ્તૈશ તું, જે જાયું તે જાય. ૮
કોઈ તને કરનાર નથિ, સરવેશ્વર વિણ સાહ્ય;
ખોળ તેહને ખાંત કરિ, જે જાયું તે જાય. ૯
તર્યું તેહ બૂડે અચિંત, ભર્યું તેહ ઠલવાય;
ક્યહાં ભરૂસો કાલનો, જે જાયું તે જાય. ૧૦
મરણ ફરેછે મલપતું, પરઠે જ્યાં તું પાય;
કરે ન તોય વિચાર ક્યમ, જે જાયું તે જાય. ૧૧
પ્રતીદિવસ તું પેખિલે, વાયુ મૃત્યુનો વાય;
બુલાખિ તુજ બળ કેટલું!, જે જાયું તે જાય. ૧૨

# "વસૂવિના નર પશૂ સમાન."

## ચોપાઈ.

જરનું આ જગમાં છે જોર, તનમાં તનમનિયાનો તોર;
મુખ્ય મેદનીનું મંડાણ, વસૂવિના નર પશૂ સમાન. ૧
ડાહ્યો થઈ બોલે જો દીન, એને લોક કહે મતિહીન;
હાંસી કરે હસી હેવાન, વસૂવિના નર પશૂ સમાન. ૨
બોલે શ્રિમંત ગાંડા બોલ, તોપણ લોક વખાણે તોલ;
વદે વાહવા અખિલ જહાન, વસૂવિના નર પશૂ સમાન. ૩
લદ્મિં થકિ લક્ષ્મીપતિ થયા, કુષ્ણ દરિદ્ર દે'નાં સહુ ગયાં;
ધન વિણ ઘેનું ચારી ક્હાન, વસૂ વિના નર પશૂ સમાન. ૪
જર જોબન જનનું છે જાણ, પૈસોછે પૃથ્વીના પ્રાણ;
મળે જરેથી ઝાઝાં માન, વસૂ વિના નર પશૂ સમાન. ૫
વયે ગુણે કે તપમાં શ્રેષ્ટ, પૈસો ઇચ્છે ભરવા પેટ;
સાધે શ્રીમંતનું સંસ્થાન, વસૂ વિના નર પશૂ સમાન. ૬
શ્રિમંતની સરસાઈ શુભ થાય, ગાળ ગરિબને સહુકો ગાય;
પ્રીછો એ પૈસાનાં તાન, વસૂ વિના નર પશૂ સમાન. ૭
પિત્રપમાં પૈસાવિણ રહી, દિનતાથી રે'વું તન દહી;
સેવવું એથિ ભલું સમશાન ! વસૂ વિના નર પશૂ સમાન. ૮
સરે ગરિબનો એક ન અર્થ, વડા વિચારો જાશે વ્યર્થ;
વળે ગરીબતણું નવ વાન, વસૂ વિના નર પશૂ સમાન. ૯
ધનપતિ જો મનમાં કદિ ધરે, જંગલમાં જઈ મંગળ કરે;
વાસે વસ્તિ તજી વેરાન, વસૂ વિના નર પશૂ સમાન. ૧૦
સજે શ્રિમંત રૂડો શણગાર, ઉત્તમ વસવાને આગાર[૧];
ગરીબને દુર્લભ અવદાન[૨], વસૂ વિના નર પશૂ સમાન. ૧૧
રૂચે રૂપૈઓ પૈસો તજી, બાળ* વરસ બેનુંછે હજી;

---

૧ ઘર. ૨ ભોજન. * બે વરસનું ન્હાનું બાળક હોય તેના મ્હો આગળ એક હાથમાં પૈસો અને એક હાથમાં રૂપૈઓ ધરે તો તે લઈ પૈસો મૂકી દેછે એવો લક્ષ્મીનો પ્રતાપ છે !

બાન દિધું એને ભગવાન, વસૂ વિના નર પશૂ સમાન. ૧૨
રંકનિ પાસ રૂપૈઆ હોય, સોનામ્હોર ગણેછે સોય;
ધનપતિનું તેપર નહિ ધ્યાન,વસૂ વિના નર પશૂ સમાન. ૧૩
હઠી ગએલો હઠિયો જેહ, લક્ષ્મિ પામ્યો લાયક તેહ;
*સિંહ થઈ પામ્યો સનમાન, વસૂ વિના નર પશૂ સમાન.૧૪
સો રૂપૈઆ જો સંઘરે, સવાશેર શિરમાં મદ ધરે;
મનમાં મરદ રહે મસ્તાન, વસૂ વિના નર પશૂ સમાન. ૧૫
લક્ષ્મી જીવન જનનું ગણું, પ્રભુ પણ લક્ષ્મિને ભણું;
કરે ખુલાખ્ખીશું બહુ બ્યાન, વસૂ વિના નર પશૂ સમાન. ૧૬

---

# अति डाह्यो ते अति खरडाय.

## ચોપાઇ.

અતિ સ્ત્રીનું આણે અભિમાન, કરે ભરૂંસે તન કુરબાન;
વનિતા તે પછિ વંઠી જાય, અતિ ડાહ્યો તે અતિ ખરડાય. ૧
અતિ જનનાં ઔષધ આદરે, અર્થ ન એમાં એકે સરે;
ઉલટી પીડા અદકી થાય, અતિ ડાહ્યો તે અતિ ખરડાય. ૨
બોલ બોલ મુખથી બહુ કરે, પડી ટેવ લોકો ઊચરે;
આખર ગાંડામાં લેખાય, અતિ ડાહ્યો તે અતિ ખરડાય. ૩
અતિ મ્હોટા ખેડે વેપાર, વિશેષ મૂળ કરે ન વિચાર;
વળતી લાભ સહીત લુંટાય, અતિ ડાહ્યો તે અતિ ખરડાય. ૪
કોઇથિ નવ પ્રીતી કેળવે, અતિસે ધતરાજી મેળવે;
પછિ નિજનું મડદું ચુંથાય, અતિ ડાહ્યો તે અતિ ખરડાય. ૫
એક સ્થળે અતિ વાવે અન્ન, મુરખો બોધ ધરે નહિ મન;
કેવળ છોડ પછી કરમાય, અતિ ડાહ્યો તે અતિ ખરડાય. ૬
અતિશે વિષય વિષે અનુરાગ, જુવે કદી નવ જાગ કુજાગ;
પછિ નપુંશક કાં લકવો થાય, અતિ ડાહ્યો તે અતિ ખરડાય. ૭
અતિ ભરેલું તે ઊભરાય, અતી તાણતાં તૂટી જાય;

---

* હઠિસિંહ કેસરીસિંહ અમદાવાદનો શાહુકાર.

અતિસે સાચો માર્યો માય, અતિ ડાહ્યો તે અતિ ખરડાય. ૮
અતિસે અહર નિશાએ ભણે, શરીર સંપત્તીને હણે;
ભ્રમિત થઈ ભટકે ભૂમાંય, અતિ ડાહ્યો તે અતિ ખરડાય. ૯
અતી ધર્યું રાવણ અભિમાન, દીધું બળિરાયે અતિદાન;
લેશ ન રહિ તેની લજ્યાય, અતિ ડાહ્યો તે અતિ ખરડાય. ૧૦
અતિસે હયના ઊપર ચડે, પ્રવિણ છતાં કયારે પણ પડે;
આખી ઉમ્મર લૂલો થાય, અતિ ડાહ્યો તે અતિ ખરડાય. ૧૧
તળાવમાં અતિ તરવા પડે, ચિત્ત ચતુર શિક્ષા નવ ચડે;
દેહ નીર અંદર ડૂબાય, અતિ ડાહ્યો તે અતિ ખરડાય. ૧૨
પચવાની પરવા નવ કરે, અહારથી ઊદર અતિ ભરે;
અજીરણે પછિથી અકળાય, અતિ ડાહ્યો તે અતિ ખરડાય. ૧૩
અતિસે વ્હેમ ધરે અંતરે, છળ છૂપી રીતે છેતરે;
શીખ બુલાખીની સુખદાય, અતિ ડાહ્યો તે અતિ ખરડાય. ૧૪

---

## "સાચે રામ રાચે."

### દોહરા.

અસત્યનો આદર કરી, બહૂ થાય બદલામ;
એતો રીત અનાદિની, સાચે રાચે રામ. ૧
સાચેથી શોભે શરિર, નહિ શ્રૃંગારે નામ;
સાખ વધે સંસારમાં, સાચે રાચે રામ. ૨
સત્ય વડે આકાશ આ, કરિને રહ્યું વિરામ;
સ્તંભ નથી તેને તથા, સાચે રાચે રામ. ૩
મર્યાદા ન દધી મુકે, આમન્યા ધરિ આમ;
સૂર્ય શશી પણ ગતિ કરે, સાચે રાચે રામ. ૪
શેષ ધરે શિરપર ધરા, હૈએ ન તજે હામ;
સહુ પ્રતાપ એ સત્યનો, સાચે રાચે રામ. ૫
વાય વાયુ સત્યે કરી, વાહની[1] વહે તમામ;

---

[1] નદી.

ડોલે નહિ દિગપાળ જો, સાચે રાચે રામ. ૬
સત્ય ગયે સરવસ ગયું, હામ દામ ને ઠામ;
એમાં અંગારો પડયો, સાચે રાચે રામ. ૭
હરકત પડિ હરિશ્ચંદ્ર નૃપ, પણ મૂકયું નહિ મામ;
સંકટ સહુ શોષણ કર્યું, સાચે રાચે રામ. ૮
સત્ય ન તજી સિતા સતી, ભલિ દમયંતી ભામ;
અમર રહ્યાં આ લોકમાં, સાચે રાચે રામ. ૯
પ્રલ્હાદે પીડા ખમી, ગણ્યું અસત્ય હરામ;
વિજય થયો પછિ સત્યનો, સાચે રાચે રામ. ૧૦
સત્ય થકી સનમાન વધિ, સૌ જન કરે સલામ;
પાંચે મળે પદારથો, સાચે રાચે રામ. ૧૧
ખાંચે જૈશ ન જૂઠના, વાંચે જો વિશ્રામ;
માંચે બેશિશ મોજના, સાચે રાચે રામ. ૧૨
અગ્નીની અંદર ધરે, પડે પિતળ તો શામ;
બળે બુલાખી સ્વર્ણ નહિ, સાચે રાચે રામ. ૧૩

---

## "નશીબના મેળ."

### દોહરા.

એક અતી શ્રમ આદરી, કરે કાશદૂં ટેલ;
મ્હેલ વિષે વિચરે બિજો, એ નશીબના મેળ. ૧
હોળીચોળી કેશને, એક ધરે ધૂપેલ;
તેલ બિજો પામે નહી, એ નશીબના મેળ. ૨
છટાદાર થઇને ફરે, એક છતે બનિ છેલ;
ઘેલાઇમાં બીજો ધુમે, એ નશીબના મેળ. ૩
એક વડો વિદવાન નર, ભાષા ભવ્ય ભણેલ;
બેલ તુલ્ય બીજો રહે, એ નશીબના મેળ. ૪
એક કરેછે અહરનિશ, સુખની અંદર સ્હેલ;
રેલ રૂદન અંદર બિજો, એ નશીબના મેળ. ૫
એક મહાભાગ્યે કરી, મનહર પામે મ્હેલ;

*વેલનિ છાપરિ અન્યને, એ નસિબના મેળ. ૬
એક દુશાલો ઓઢિને, પ્રેમ થકી પોઢેલ;
એલ બિજાનો આખમાં, એ નશીબના મેળ. ૭
આભૂષણ અંગે અનુપ, એકે દિસે ધરેલ;
[1]ચૈલ ન ચોખ્ખાં અન્યને, એ નસીબના મેળ. ૮
એક કરે આરામમાં, સુખની અંદર સ્હેલ;
[2]જેલ બિજો સેવે જઇ, એ નસીબના મેળ. ૯
એક અશન ઉત્તમ જમે, રસકસથી રાંધેલ;
સડેલ નવ બીજો જમે, એ નસીબના મેળ. ૧૦
એક વરે ઉમદા ત્રિયા, શાણીને સુધરેલ;
મેઙિ ન મળે અન્યને, એ નસીબના મેળ. ૧૧
છટાદાર નિજ શીરપર, એકે છત્ર ધરેલ,
હેલ ઉપાડે એક શિર, એ નસીબના મેળ. ૧૨
એક વાડિ વિસ્તારથી, સુખમાં સદા વસેલ;
બેલ[3] રહીત બને બિજો, એ નસીબના મેળ. ૧૩
એક ધરેછે અંગમાં, અત્તર અને ફુલેલ;
મેલ ન ઉતરે અન્યનો, એ નસીબના મેળ. ૧૪

---

## “રાણીનો સાળો.”

### ચોપાયા છંદ.

રગડે રાંક જનોને રોજે, કેર કરીને કાળો;
કંગાલનિ આંતરડી કાપે, એ રાણીનો સાળો. ૧
માથામાં મગરૂબી રાખી, ઠાઠ રચેછે ઠાલો;
દૈવતનું તો દીંટ મળે નહિ, એ રાણીનો સાળો. ૨
હરેક રીતે હોય હરામી, વડાં તર્કટોવાળો;
દેખીને સૌ ડરે દીલમાં, એ રાણીનો સાળો. ૩
અસત્ય વદી અનર્થ કરીને, જૂઠી મૂકે આળો;

---

* વેલાની. ૧ વસ્ત્ર. ૨ કેદખાનું. ૩ જોડ વગર.

કાળરૂપ જે કૃતાંત સરખો, એ રાણીનો સાળો. ૪
ગરિબ ઉપર અતિ ગજબ ગુજારે, અરપી અસત્ય ગાળો;
ત્રાહ ત્રાહ વરતાવે તેને, એ રાણીનો સાળો. ૫
લાજ વગરનો લંપટ લુચ્ચો, ભાંડ સરીખો ભાળ્યો;
સરવેકુપમાલાયક શોભે, એ રાણીનો સાળો ! ૬
જેને જબરા શકે ન જીતી, લુંડો મહા ભમરાળો;
ઓ ! આલમ ઓળખિને લેજો, એ રાણીનો સાળો. ૭
લુંટે કુટે માલ લોકનો, ચોર વૃત્તિનો ચાળો;
સાલશાઈનું લક્ષણ ન મળે, એ રાણીનો સાળો. ૮
આપે ઉન્મત થઈ અહોનિશ, કુબુદ્ધિથી કંટાળો;
નર્મા નિપૂણ જનો પણ ચાલે, એ રાણીનો સાળો. ૯
ઘાતકિ કામ ઘણાંક કરીને, ઘણો કરે ઘોટાળો;
બીક ન દેશપતિ જગપતિની, એ રાણીનો સાળો. ૧૦
નિંદા નિપુણ જનોની કરિને, ઉલટો લોહિઉકાળો;
કરાવવામાં કિરતી માને, એ રાણીનો સાળો. ૧૧
જગતતણા સહુ જનના કરતાં, નિજનો પંથ નિરાળો;
બાળો એનું નામ બુલાખિ, એ રાણીનો સાળો. ૧૨

---

## "कोणे दीठी काल."

### દોહરા.

અલ્પ આયુના આદમી, ચિતમાં ચેતી ચાલ;
ભરૂંસો નથિ ઘડીભરતણો, કોણે દીઠી કાલ. ૧
અવતરિ ઉત્તમ દેહમાં, તું જમણે કર ; આલ;
અંત્તે સાચું એહછે, કોણે દીઠી કાલ. ૨
રટણ કરીલે રામનું, જૂઠી ગણિ જંજાળ;
કાળ રહ્યો શિર કૂદિને, કોણે દીઠી કાલ. ૩
આડિ રાતની વાત શી, ખૂબ કરી.લે ખ્યાલ;
જોતાં કૈં જાતા રહ્યા, કોણે દીઠી કાલ. ૪

ગુણાતીત ગોવીંદ ભજ, ગિરધારી ગોપાળ;
એનો ધરજે આશરો, કોણે દીઠી કાલ. ૫
આ કાચી કાયા દિસે, જેવિ વેળુની પાળ;
પ્રૌઢ પાણિમાં ક્યમ ટકે, કોણે દીઠી કાલ. ૬
મારૂ મારૂ કરિને મુરખ, ગણે થયો તું ન્યાલ;
તેમાં તે તારૂં નથી, કોણે દીઠી કાલ. ૭
તેડૂ તુજને આવશે, લેઈ જશે બેહાલ;
ભલે હઇશ તું ભોંયરે, કોણે દીઠી કાલ. ૮
સજવું હોય તે લે સજી, આગળથી તતકાળ;
વળતી વખત નહી મળે, કોણે દીઠી કાલ. ૯
પીંપળ કેરા પાનપર, ઝાકળ ઝાકઝમાળ;
એવું આ આયુષ્યછે, કોણે દીઠી કાલ. ૧૦
પગલું ધરતાં પૃથ્વિપર, સ્નેહ થકી સંભાળ;
ગુજરે ઘડિ સોના સમી, કોણે દીઠી કાલ. ૧૧
દેહે દુખ વેઠીશ નહિ, કૃપણ બની કંગાળ;
ધન ખુલાખ્યિ રે'શે ધર્યું, કોણે દીઠી કાલ. ૧૨

---

## "हाजर ते हथियार."

### દોહરા.

અનિરૂધ આવ્યો આંચમાં. બાણાસુરે દરબાર
ભલો લીધો જશ ભુગળે, હાજર તે હથિયાર. ૧
આવો જેનો નિયમ તે, કદી ન પામે હાર;
હૈએ હામ તજે નહી, હાજર તે હથિયાર. ૨
અસ્ત્ર શસ્ત્ર સહુ ઓપતા, પણ મંદીર મોઝાર;
કહો એહ શાં કામનાં, હાજર તે હથિયાર. ૩
દુશમન દેખી દાવમાં, તુરત થાવ તૈયાર;
તુટી પડો રણમાં લઈ, હાજર તે હથિયાર. ૪
બળદેવે ઘડિ યુક્તિ રચિ, દર્ભનિ કરિ દરકાર;

સુતના પ્રાણ હર્યા સહજ, હાજર તે હથિયાર. ૫
[1]સેન હોય જો શત્રુનું, હાજર તેહથિ યાર;
ગભરઈ તજિ દૈએ નહી, હાજર તે હથિયાર. ૬
ગણે કૈંક ગુણિ આ સમે, હા જર[2] તે હથિયાર;
પણ મારો મત એજ કે, હાજર તે હથિયાર. ૭
હરેક હરકત હોય પણ, તે જન ઉતરે પાર;
લઈ અને લડવા મચે, હાજર તે હથિયાર. ૮
ઉગર્યો બિરબલ[3] આંચથી, કરિ મૃતશ્વાન પ્રહાર;
કોપેલો કરિ પણ હઠ્યો, હાજર તે હથિયાર. ૯
હક ડૂબેછે હિંદના, લાવી ભાન લગાર;
કલમ[4] લઈ કૂદી પડો, હાજર તે હથિયાર. ૧૦
જંજાળો જબરી જરખ, તોપ તથા તરવાર;
અરે આપણાં ક્યાં ગયાં, હાજર તે હથિયાર ૧૧
ભીમ કરણ ભાથી રૂડા, પ્રતાપપાણીદાર;
અલોપ આર્યતણાં થયાં, હાજર તે હથિયાર. ૧૨
ગદા ગુરજ ભાલો તથા, છેવટ છૂટી છાર;
કાં પથ્થર કે પાટલો, હાજર તે હથિયાર. ૧૩
શ્રી રામે વાનરતણું સૈન કર્યું તૈયાર;
રાવણને રોક્યો જઈ, હાજર તે હથિયાર. ૧૪
પય જો હોય ન પાણિથી, વિશેષ લો વ્યવહાર;
અકળઈ અમુઝાવું નહી, હાજર તે હથિયાર. ૧૫
બોધ બુલાખીરામનો, કરજો અંગીકાર;
સાર વસ્તુતઃ સમજજો, હાજર તે હથિયાર. ૧૬

---

૧ હે યાર ! શત્રુનું સૈન્ય હાજર હોય તેથી.
૨ હા ! કેટલાક ગુણવાન માણસો પૈસો છે તે હથિયાર ગણેછે.
૩ લોકોની આ વાત પ્રસિદ્ધ જાણી ટિકામાં સુચવી નથી.
૪ આધુનિક કાળમાં હિંદનું મનાવુ હથિયાર માત્ર એજ રહ્યુંછે!

# "જિવશે તે જોશે."

## ચોપાયા વૃત્ત.

દુખના દીવસ જશે દોહલા, ખરી આપદા ખોશે.
સાહ્યબિ સૂખતણી મનમાની, જે જીવશે તે જોશે. ૧
વસવા છાપરિની વિપત્તિ મટિ, વડી હવેલીં હોશે;
અમનચમનના અનુદિન એવા, જે જીવશે તે જોશે. ૨

વાંઢામ્હેણું ટળી વિશ્વમાં, માનુની સુંદર મ્હોશે;
વૈભવ વનિતા વિલાસનો વર, જે જીવશે તે જોશે. ૩
પખાળતો જે પય બીજાના, તેહ તણા તે ધોશે;
ભાગ્યશાળિ બનિ ભોગ વિવિધના, જે જીવશે તે જોશે. ૪

વાંક વિહિન દંડાય દુષિત થઈ, મુક્ત બને નિરદોષે;
અધર્મિને આખર આપતિમાં, જે જીવશે તે જોશે. ૫
દુશમન જેવા પણ દહેશતથી, વ્હાળ શીરના વ્હોશે;
વેર તણો સહુ વખત જશે વહિ, જે જીવશે તે જોશે. ૬

રડતો આજ હશે અનસારૂ, ખેદ કાલ તે ખોશે;
કરતો મદદ બીજાને કોટી, જે જીવશે તે જોશે. ૭
સ્વપ્ને માનિ શકાય ન એવાં, હરેક કારજ હોશે;
જાગ્રત સ્થિતિમાં નિજની જાતે, જે જીવશે તે જોશે. ૮

સૂખપાલમાં સદા સંચરે, કદી ન ચાલે કોષે;
એને અન ખાવા દિન એક ન, જે જીવશે તે જોશે. ૯
લંપટપણમાં લાગુ રહિને, છાટ અધર્મનિ છોશે;
ટકી નહી શકશે તે તકમાં, જે જીવશે તે જોશે. ૧૦
રગડી રંકજનોને રાચે, રૂદય તેમનું રોશે;
એમાં શંકા અલ્પ ન આણો, જે જીવશે તે જોશે. ૧૧
કરે નહીં ઉદ્યમ કોઈ કાળે, બેશી ભવિષ ભરોસેં.
બહુ પામશે પીડ બુલાખી, જે જીવશે તે જોશે. ૧૨

## "ભુંગળ વિના ભવાઈ."

### દોહરા.

વૃદ્ધ વયે વનિતા વરે, કરે વિચાર ન કાંઈ;
જાર કરમ જુવતી રમે, ભુંગળ વિના ભવાઈ! ૧
ચડસ રચે ચોરી તણો, પછી જાય પકડાઈ;
ચૌટે ચાહન થાયછે, ભુંગળ વિના ભવાઈ! ૨
અસત્ય ઉચરે અહર નિશ, ભાગી જાય ભલાઈ;
એ પણ જગમાં એકછે, ભુંગળ વિના ભવાઈ! ૩
કુલેશ કુટુંબ વિશે કરી, કજિયે મરે કપાઈ;
જગત બધું જોવા મળે, ભુંગળ વિના ભવાઈ! ૪
બાળપણામાં બાળની, સ્નેહે સજે સગાઈ;
વાગે એ વર વહુતણી, ભુંગળ વિના ભવાઈ! ૫
અયોગ્ય આદરિ અર્ચને, મન માને મ્હોટાઈ;
અંતે જાગે એમની, ભુંગળ વિના ભવાઈ! ૬
અનઆવડ આપનિ છતાં, સદા કરે શેખાઈ;
થાય પરિક્ષાની વખત, ભુંગળ વિના ભવાઈ! ૭
મારિ તમાચો મૂખપર, લાલ ધરે લાલાઈ;
પણ પડદો ફૂટે બને, ભુંગળ વિના ભવાઈ! ૮
એક ઉપર બીજી કરે માનુની મન મકલાઈ;
મંદિરમાં તેના મચે, ભુંગળ વિના ભવાઈ! ૯
વરો કરે વેચી સદન, ફૂલ વિષે ફૂલાઈ;
દેવાળે ડુલે બને, ભુંગળ વિના ભવાઈ! ૧૦
લાયકિ તજિ લોકો થકી, લાખો રચે લડાઈ;
દરબારે દેખાવ દે, ભુંગળ વિના ભવાઈ! ૧૧
અશક્તતા અતિ નીજની, સજે સૌથિ સરસાઈ;
જનમાં જાહર થાય પછિ, ભુંગળ વિના ભવાઈ! ૧૨
જેમ તેમ મુખ જલ્પતાં, જ્વાહિર જાય જણાઈ;
રચાય એની રાતદિન, ભુંગળ વિના ભવાઈ! ૧૩
આપઘાત કરવા પડે, કવે અધિક અકળાઈ;

બચવા પછિ બરકા કરે, ભુંગળ વિના ભવાઈ! ૧૪
આર્યદેશની આ વખત, લક્ષ્મી ગઈ લુંટાઈ;
એની થાય યુરોપમાં, ભુંગળ વિના ભવાઈ! ૧૫
શૂરો તો સમશેર વિણ, મરદ વિના મરદાઈ;
એ ત્રેણે શોભે નહીં, ભુંગળ વિના ભવાઈ! ૧૬
પનિહારી શિર ઘટવિના, વચ્છ વિનાની ગાઈ;
શોભે એ સારાં નહીં, ભુંગળ વિના ભવાઈ! ૧૭
ગોળ વિનાની લાપશી, માયા વગર મિઠાઈ;
ભાવ વિનાની ભામની, ભુંગળ વિના ભવાઈ! ૧૮
દરદ વિહીન દવાઇને, દારૂ વિના હવાઈ;
કૌતક વિના નવાઈ જ્યમ, ભુંગળ વિના ભવાઈ! ૧૯
ઢોંગિ ધર્મ ગુરૂને સદન, ધસે પ્રથમથી ધાઈ;
વૈષ્ણવની વળતી બને, ભુંગળ વિના ભવાઈ! ૨૦
પૈસા સંચયમાં કરે, બહૂજ બેપરવાઈ;
ભજે પછી એ ભાઇની, ભુંગળ વિના ભવાઈ! ૨૧
વિત્ત છતા વિદ્વાનને, દે નહિ રાતી પાઈ;
ભાટ ચારણો ભજવતા, ભુંગળ વિના ભવાઈ! ૨૨
દિવસ નિર્ગમે દુઃખમાં, કરિને કંજૂસાઈ;
દક્ષ જનોમાં થાયછે, ભુંગળ વિના ભવાઈ! ૨૩
અણિરૂધનું હથિયાર શું, નારદ વાદ્ય સવાઈ;
મુર્ખ જનોની મોજ તે, ભુંગળ વિના ભવાઈ! ૨૪

---

## “फूलाभइनी फूल.”

### ચોપાઈ.

ગજા થકી ગાજે જે ઘણો, તોલ કરે નહિ શક્તી તણો;
બોધ નહીં ધારે બિલકૂલ, એતો ફૂલાભઇની ફૂલ. ૧
અક્કડ થઇને ફક્કડ ફરે, એક પાઈ પણ નવ સંઘરે;
હરે ફરે પટકી પટકૂળ, એતો ફૂલાભઇની ફૂલ. ૨

આભૂષણ ખોટાં ધરિ અંગ, ઉરમાં કરે અનેક તરંગ;
તાજાં મૂખ ધરે તાંબૂલ, એતો ફૂલાભઈની ફૂલ. ૩
બડાઈ બહુ હાંકે બારણે, અયોગ્ય કિરતીને કારણે;
આપ રહે હરનિશ અનુકૂળ, એતો ફૂલાભઈની ફૂલ. ૪
ખુશી ખુશામત અંદર રહે, લુચ્ચાનાં લક્ષણ નવ લહે;
માનવિનું પ્રીછે નહિ મૂલ, એતો ફૂલાભઈની ફૂલ. ૫
ઓછુ જ્ઞાન છતાં અંતરે, અભિમાન પંડીતનું ધરે;
અંતે હાંસી થાય અતુલ્ય, એતો ફૂલાભઈની ફૂલ. ૬
વરા વાડિ વરઘોડા વિષે, ડોળ જેહનો જૂદો દિસે;
કરી એમ શોભાવે કૂળ, એતો ફૂલાભઈની ફૂલ. ૭
પત્ર પુરૂ કરમાં નવ હોય, મિથ્યા માન ધરીને તોય;
મચે મતે પકડ્યું મેં મૂળ, એતો ફૂલાભઈની ફૂલ. ૮
ડોળ બતાવા દેવા વડે, કિનખાબનિ ચંદનિયો કરે;
જરિની ઊપર બાંધે ઝૂલ, એતો ફૂલાભઈની ફૂલ. ૯
લાખ વગર લેખાં નવ કરે, ધરણી ઉપર પગ નવ ધરે;
ધામ વિષે પણ ન મળે ધૂળ, એતો ફૂલાભઈની ફૂલ. ૧૦
કરે ન નિજ શક્તીનો ક્યાસ, બાથ ભરે જઈને આકાશ;
કહેણ કરે હિતનું ન કબૂલ, એતો ફૂલાભઈની ફૂલ. ૧૧
ખૂટીને ધન થાય ખુવાર, તોએ અલ્પ કરે ન વિચાર;
થાય દૂનિયાં અંદર ડૂલ, એતો ફૂલાભઈની ફૂલ. ૧૨
ઉર ધરિ પંડિતનું અભિમાન, ખોડ જુવે પરની નાદાન;
ભાળે નીજ તણી નહિ ભૂલ, એતો ફૂલાભઈની ફૂલ. ૧૩

---

## "पाखंडी पूजाय."

### દોહરા.

સંત તણું સનમાન તો, ક્યારે કદી ન થાય;
આ કળિકાળતણો નિયમ, પાખંડી પૂજાય. ૧
આદિ ધર્મ સુખદા અનુપ, ઓથામાં અથડાય;
થાય પ્રપંચતણા પ્રગટ, પાખંડી પૂજાય. ૨

દયાળુ થઈ દિલમાં ડરે, તે નિરમાલ્ય ગણાય;
"પાકો" પામે આબરૂ, પાખંડી પૂજાય. ૩
નીતીની રીતી ધરે, તે જન ગોદા ખાય,
પાપી પેટ ભરે સુખે, પાખંડી પૂજાય. ૪
ભલો હોય તે ઓલિયો, ગણે હમેશ હસાય;
પોચેલો પેચી ઠરે, પાખંડી પૂજાય. ૫
વાંકાને વંદે સહૂ, જુવો ચંદ્ર દ્વિતિયાય[1];
પુનમચંદ્રને નવ પુજે, પાખંડી પૂજાય. ૬
વેશ ધરી વિદ્વાનનો, ભરી સભામાં જાય;
ટટ્ટૂ નમે ત્યહાં સુધી, પાખંડી પૂજાય. ૭
કાગબળી સહુકો કરે, શૂક બળી ન સુહાય;
પશૂ, પક્ષિ, કાં મનુષ્યમાં, પાખંડી પૂજાય. ૮
મૂકે પોક પુરાણિયો, ભણિને કાવ્ય કથાય;
મઝા કરેછે માણભટ, પાખંડી પૂજાય. ૯
સુ કવિઓ સંતાયછે, માન વિના મહિમાય;
કલોલ કરતા કૂકવી, પાખંડી પૂજાય. ૧૦
રજની કેરૂ રાજ જહિં, ત્યહાં ચોર મકલાય;
માન મળે વળિ ઘુવડને, પાખંડી પૂજાય. ૧૧
કપટીકેરૂં કપટ તે, વિશેષ નવ વરતાય;
એ કારણથી અવનિપર, પાખંડી પૂજાય. ૧૨
ખરા જોષિને વૈદને, ક્યાં સનમાન અપાય;
ગરો,[2] નાઈ[3] ઘુમતા ફરે, પાખંડી પૂજાય.! ૧૩
સાચા ભોલા સજનને, માર્યા નખ દઈ માય;
ખુલાખી બધિ દુનિયા વિષે, પાખંડી પૂજાય. ૧૪

---

## "अक्करमीना पडिया काणा".

### પાદાકુલ વૃત્ત.

જો જમવા અક્કરમી જાશે, વળે વાશિ કે અપચો થાશે;

---

૧ બીજમાં. ૨ ગરોડા. ૩ હજામ.

ભર્યાં જાય સમજી લઈ ભાણાં, અક્કરમીના પડિયા કાણા૧
અક્કરમી જો પરણે નારી, મળે કર્કશા કે વ્યભિચારી;
ઠરવાનાં ન મળે ઠેકાણાં, અક્કરમીના પડિયા કાણા. ૨
અક્કરમી જો ઘોડે બેસે, પડે પછીથી ઘરમાં પેસે;
લૂલાની અંદર લેખાણા, અક્કરમીના પડિયા કાણા. ૩
ભલે અકરમી શ્રમ કરિ ભારે, બુડકી રત્નાકરમાં મારે;
પણ આવે તેને કર પ્હાણા, અક્કરમીના પડિયા કાણા. ૪
જડે અકરમીને કૈં જ્યારે, એણે ચોરી કરી ઉચ્ચારે;
પડે સેવવાં પોલિસ થાણાં, અક્કરમીના પડિયા કાણા. ૫
અક્કરમી ગાયક જો ગાશે, તારે તાણતાં તૂટી જાશે;
ગમ્મત વગર ગણાશે ગાણાં, અક્કરમીના પડિયા કાણા. ૬
અક્કરમી જો ધંધો ધારે, એને લાભ થશે ન લગારે;
બેસે ખોઈ ગાંઠનાં નાણાં; અક્કરમીના પડિયા કાણા. ૭
ભણ્યો ભલો અક્કરમી ભાસે, પણ પંડિતમાં નહિ પોસાસે;
મુર્ખ સકરમી ગણાય શાણા, અક્કરમીના પડિયા કાણાં. ૮
અક્કરમીનું દળદર કાપી, સંતોષ્યો ભુપે ધન આપી;
તે ચોરી અંદર ચોરાણાં, અક્કરમીના પડીયા કાણા. ૯
અક્કરમી જો સદન બનાવે, અગ્નિ રેલની આફત આવે;
વહી જાય વાસ્તુનાં વ્હાણાં, અક્કરમીના પડિયા કાણા. ૧૦
અક્કરમી સૂધો દા એલે, તો પણ બાજી તેની રેલે;
એને દશનાં નહિ ઉપરાણાં, અક્કરમીના પડિયા કાણા. ૧૨
સવળુ કદિક અકરમી બોલે, તોલ તદા અવળો જન તોળે;
કહે બુલાખીરામ ઉખાણા, અક્કરમીના પડિયા કાણા. ૧૧

---

## "वीती होय ते जाणे."

### ચોપાયા વૃત્ત.

અનુભવ ઉરમાં હોય ન જેને, તે અંદેશો આણે;
આ દુનિયાની એવી રીતી, વીતી હોય તે જાણે. ૧

પ્રસુતા કેરી પીડ પરમ તે, પ્રસુતા નારિ પિછાણે;
વિગત વાંઝણીને શી તેની, વીતી હોય તે જાણે. ૨
રણમાં જે રસ રહ્યો અનૂપમ, રાચે વિર રમખાણે;
કદર કશી કાયરને તેની, વીતી હોય તે જાણે. ૩
કામ કેલિ રસ રૂચિર હૃદયમાં, રસ ભોગી નર માણે;
નપુસક નરને નહિ માલમ તે, વીતો હોય તે જાણે. ૪
દાદુર કેર દરદ પિછાણે, દાદુર દુઃખને ટાણે;
કપટી કાગ લહે શું કદિયે, વીતી હોય તે જાણે. ૫
ગરિબતણા ગુજરાન તણિ સ્થિતિ, પ્રવીણ તેહ પ્રમાણે;
દુષ્ટ જનો તો દમે ઊલટા, વીતી હોય તે જાણે. ૬
જેણે સાકર જોઈ ન સ્વપ્ને, રિઝે ગોળ ગુણ ગાણે;
દેખ્યા વિણ શો દોષ તેમનો, વીતી હોય તે જાણે. ૭
હયની પરિક્ષા હોય તેમને, જે પ્રતિદિવસ પલાણે;
કાશદને કળ હોયજ શાની, વીતી હોય તે જાણે. ૮
કરે કામ કિંકરો કરોડો, પ્રયાસ કરી પરાણે;
શેઠાણીને શી ગમ તેની, વીતી હોય તે જાણે. ૯
રસોઈ કરિને રૂડી રિતની, ભોજન પિરસ્યાં ભાણે;
પાકશાસ્ત્રનો શો પરિશ્રમ છે, વીતી હોય તે જાણે. ૧૦
વડિલે વિત્ત વિશેષ સંચિને, વ્યાલ કિધા જે નાણે;
કષ્ટ કસરથી સહ્યું કેટલું, વીતી હોય તે જાણે. ૧૧
પંડિત કેરી પાયરિ પામી, ફરે સદૈવ સુવાણે;
આપત્તી અભ્યાસ તણી તે, વીતી હોય તે જાણે. ૧૨
લહિયાને લાધે જે મ્હેનત, પુસ્તકમાંહ્ય લખાણે;
શકે અભણ શું તોલ કરીને, વીતી હોય તે જાણે. ૧૩
કાવ્યકનક રસ કસની કસોટી, કવી ઝવેરિ વખાણે;
અરસિક અને અબુધ શું જાણે, વીતી હોય તે જાણે. ૧૪
અરપે ઉત્તમ બોધ બુલાખી, આનંદથી ઉખાણે;
અણવીંધાયો અપટ ન સમઝે, વીતી હોય તે જાણે. ૧૫

---

# “પ્હેલું સુખ તે જાતે નરા.”

## ચોપાઈ.

સાંભળજો સ્નેહી સૌ કોય, હૈયું હાથમાં જેના હોય;
અભાગ્ય જેનાં સુણિ બીસર્યા, પ્હેલું સુખ તે જાતે નરા. ૧
મળશે મેના મળશે માન, સાંપડશે સુંદરિ સંતાન;
ઠીક શરિર જેનું તે ઠર્યા, પ્હેલું સુખ તે જાતે નરા. ૨
મળશે મોતી માણક માલ, મળશે શાલ દુશાલ વિશાળ;
મળશે ધામ તથા વળિ ધરા, પ્હેલું સુખ તે જાતે નરા. ૩
કદિ આરોગ્ય હશે નિજ અસ્ત, વસુધામાં મળશે સૌ વસ્ત;
મળવાનું પછિથી નથિ મર્યા, પ્હેલું સુખ તે જાતે નરા. ૪
ચમડી તન તૂટે તો ભલે! દમડી નહિ છૂટે કોઈ પેર;
એવા વિમાસશે જ્હૈતરા, પ્હેલું સુખ તે જાતે નરા. ૫
જો શરીરને સુખનો જોગ, ભાવે ખાનપાન વૈભોગ;
ગમે ગાનતાનજ તંબુરા, પ્હેલું સુખ તે જાતે નરા. ૬
ન ગમે નાણું ન ગમે નાર, ન ગમે પુત્ર તથા પરિવાર;
ગાર વિશે દુઃખના જો ગર્યા, પ્હેલું સુખ તે જાતે નરા. ૭
પૈસો, પ્રમદા, પુત્ર, ન હોય, સંકટ એહ ગણો નહિ સોય;
(કેમકે) ઠીક શરિર જેનું તે ઠર્યા, પ્હેલું સુખ તે જાતે નરા. ૮
વિશ્વ હયાતી સૂધી વસે, આપ મુવા પછી ડૂબી જશે;
સંત મહંત મુખે ઉચર્યા, પ્હેલું સુખ તે જાતે નરા. ૯
પેદા કરિને પૈસા પાંચ, લીધો નહિ ઉપભોગ કદાચ;
ક્રોકટ ચોરાશીમાં ફર્યા, પ્હેલું સુખ તે જાતે નરા. ૧૦
અમુલ્ય આ ઉત્તમ અવતાર, ચાર દિવસનો છે ચળકાર;
અતિ ભાગ્યે આપણ અવતર્યા, પ્હેલું સુખ તે જાતે નરા. ૧૧
ખાઓ પિયોને ખૂબી કરો, રૂડા દેહનું રક્ષણ ધરો;
ધન ભંડારો રે'શે ધર્યા, પ્હેલું સુખ તે જાતે નરા. ૧૨
જાત જાળવી કરજો કામ, હાડ તણા નવ થશો હરામ;
બોધ બુલાખીનો સુણિ જરા, પ્હેલું સુખ તે જાતે નરા. ૧૩

# "आप भला तो जग भला."

## સોરઠા.

આંખે કમળો હોય, પેખે તે પીળું જગત;
નિયમ વિશ્વનો સોય, આપ ભલા તો જગ ભલા. ૧
જેવો કરે અહાર, ઓડકાર તેવો થશે;
વિશ્વ તણો વ્યવહાર, આપ ભલા તો જગ ભલા. ૨
દાના દેખે દક્ષ, જુઠ્ઠો તો જુઠ્ઠા જુવે,
લુચ્ચા લુચ્ચે લક્ષ, આપ ભલાતો જગ ભલા. ૩
ભલાઈ ભુંડૈનો ભાવ, છે સહુ હાથ હરેકના;
દુનિયાનો છે દાવ, આપ ભલા તો જગ ભલા. ૪
વાવે જેવું બીજ, ફળ રૂતુએ તેવું ફળે;
પેખો ધરી પતીજ, આપ ભલા તો જગ ભલા. ૫
નિજ ઉર ઇચ્છા જેહ, તે અંતરમાં અન્યના;
એમાં નહિ સંદેહ, આપ ભલા તો જગભલા. ૬
ચહે અન્યનો પ્રેમ, સ્હા ચિતમાં તેને પ્રથમ;
તને ન સ્હાશે કેમ? આપ ભલા તો જગ ભલા. ૭
જેને વાયૂ થાય, વિશ્વ સકળ ફરતું જુવે;
મટતાં રોગ મનાય, આપ ભલા તો જગ ભલા. ૮
સાકરમાં કડવાશ, કદી ન કાને સાંભળી;
જા જ્વર દરદી પાસ, આપ ભલા તો જગ ભલા. ૯
દિલમાં દુશમન જેહ, તેનો તું દુશમન સદા;
તુજપર ક્યાંથી નેહ? આપ ભલા તો જગ ભલા. ૧૦
ભલો બિજાને સ્હાય, ભલો અવલ તું ભાઈ થા;
તુજને તુરત જણાય, આપ ભલા તો જગ ભલા. ૧૧
પેખે બાળક ભાવ, કુદી દોડિ આવે કને;
ભલે અમિર ઊમરાવ, આપ ભલા તો જગ ભલા. ૧૨
દદે ન ધરિએ રોશ, વાંકુ વદન જણાય જો;
દર્પણનો શો દોષ, આપ ભલા તો જગ ભલા. ૧૩

જેવાં વેણુ વદાય, દેવળ કાં સરવર તટે;
તેવા પ્રતિધ્વનિ થાય, આપ ભલા તો જગ ભલા. ૧૪
ચિતમાં જેની ચાહ, તેના દિલમાં *દાહ તુજ;
વદે ખુલાખી વાહ, આપ ભલા તો જગ ભલા. ૧૫

## નવરો નખોદ ઘાલે.

### ચોપાયા છંદ.

આગળથી ઉદ્યોગ સજે નહિ, એ દુષ્ટ પછિ ચાલે;
પડે પછી સંકટમાં પૂરા, નવરો નખોદ ઘાલે. ૧
કાંતો નિજ કામનિને કૂટે, કાં કિશોર પડતાળે;
કાં તો કપાળ નિજનું કૂટે, નવરો નખોદ ઘાલે. ૨
પંચાતોમાં પટેલ બનિને, માથૂ મારી મ્હાલે;
નાત જાતની નિંદ્યા કરિને, નવરો નખોદ ઘાલે. ૩
સાચાં જૂઠાં એક બિજાનાં, કર્યા વિના ક્યમ ચાલે;
લગાડિને લઢવાડો લાખો, નવરો નખોદ ઘાલે. ૪
દરવાજા ઊઘાડા રાખી, ડૂચા મારે ખાળે;
સત્ય અગર અવસત્ય ન સમજે, નવરો નખોદ ઘાલે. ૫
કાં તો જૂઠા લેખ બનાવે, ખોટિ પ્રતિજ્ઞા પાળે;
કાં તો માખો મારે મૂરખ, નવરો નખોદ ઘાલે. ૬
માઠે રસ્તે નીજ મતાંને, વગર વિચારે વાળે;
અંધારામાં અથડઇને પછિ, નવરો નખોદ ઘાલે. ૭
વડ ભાગીને કરે ઉડિપણાં, ઘટના ગુણિયા વાળે;
ભાગ ફોડ ફોકટની કરિને, નવરો નખોદ ઘાલે. ૮
ખાસો ખાટ ઉકેલી નાંખી, વ્હાણુ ભરે ફરિ વ્હાલે;
વ્યતિત કરે રજનીને વાસર, નવરો નખોદ ઘાલે. ૯
ઉમરા થકી એક બીજાના, અતિ કંટાળા આલે;
કાં તો બેઠો ગાય રાગડા, નવરો નખોદ ઘાલે. ૧૦
બેઠો બેઠો પાય હલાવે, કે મુંછે વળવાળે;

* બળતરા.

ફોડિ ટાચકા ખાઈ બગાસાં, નવરો નખોદ ઘાલે. ૧૧
વેચી સાટી ખાય વતનને, ભવિષ સામુ નવ ભાળે;
કુળને એમ કલંક લગાડી, નવરો નખોદ ઘાલે. ૧૨
ગામ તણી લાવી લઢવાડો, ગપ્પામાં દિન ગાળે;
બુલાખિ બહૂ અરિઆ હોરી, નવરો નખોદ ઘાલે. ૧૩

---

## विनाश काळे विपरीत बुद्धि.

### ઉપજાતી વૃત્ત.

સિતા સમાણી સતિ કોણ શાણી,
પતી પ્રતિજ્ઞાય સદા પ્રમાણી;
કુરંગ હણવા મતિ ભ્રષ્ટ કીધી,
વિનાશકાળે વિપરીત બુદ્ધી. ૧

કેવા હતા કૈરવ કાળ જ્ઞાની,
કુસંપમાં પાછિ કરી ન ન્હાની;
કપૈ મુવા દ્વેશ સહીત ક્રોધી;
વિનાશકાળે વિપરીત બુદ્ધિ. ૨

નિપૂણતા ન્યાય વિષે ધરાવી,
નળે શુ કિર્તિ જગમાં જમાવી;
ગુમાવિ ગાદી દ્યુતના વળુંધી,
વિનાશકાળે વિપરીત બુદ્ધી. ૩

રૂડો હતો રાવણ શાસ્ત્રવેત્તા,
નવે ગ્રહો નીકટમાં રહેતા;
હરી સિતા કષ્ટ લહ્યું કુબુદ્ધિ,
વિનાશકાળે વિપરીત બુદ્ધી. ૪

પતાઈ પાવાગઢનો પ્રતાપી,
નારી લિધે જગત જનૂનિ વ્યાપી;
સ્વદેહ સાથે ગત સર્વ સ્મૃદ્ધી,
વિનાશકાળે વિપરીત બુદ્ધી. ૫

કેવો હતો કંસ મહાન ક્રોધી,
દોહિત્રને નાશ કરેજ શોધી;
કારાગૃહે દેવકિ બ્હેન રૂંધી,
વિનાશકાળે વિપરીત બુદ્ધી. ૬
યદૂપુરી યાદવ યાદ આણો,
સુરા વિષે સ્વાદ ભલો ભરાણો;
મુવા મુકી સર્વ શરીર શુદ્ધિ,
વિનાશકાળે વિપરીત બુદ્ધિ. ૭
દયાળુ જે દશરથરાય નામ,
દિધો જુવો દેશવટો સુરામ!
એવી સુજી સ્ત્રીવશ બુદ્ધિ ઊંધી,
વિનાશકાળે વિપરીત બુદ્ધી. ૮

---

## "लोभे लक्षण जाय."

### દોહરા.

મૂરખ માણસને નહીં, મનમાં વાત મનાય;
પણ પરિણામે પેખજો, લોભે લક્ષણ જાય. ૧
લોભી લોભ ઘણો કરી, ધનને કારણ ધાય;
મરે નિકર માંદો પડે, લોભે લક્ષણ જાય. ૨
લોભી માણસને જરિર, થિરતા થિરે નવ થાય;
ઊગ્યો એવા આથમે, લોભે લક્ષણ જાય. ૩
અલ્પ આબરૂ એહની, જગમાં નહીં જણાય;
હરેક જન હાંશી કરે, લોભે લક્ષણ જાય. ૪
લોભી લાયક વસ્ત્ર તે, કદી ધરે નહિ કાય;
ખાય પુરૂ નહિ પેટ ભરિ, લોભે લક્ષણ જાય. ૫
ચમડી તૂટે ચાલશે, દમડી નહિ દંડાય;
ઢોર પેઠ ધંધો કરે, લોભે લક્ષણ જાય. ૬
પીવા નવ પામે પુરૂ, ખાંત કરી નવ ખાય;

સુવા ન પામે સાથરો, લોભે લક્ષણ જાય. ૭
મ્હોમાં થુંકે પણ મળે, લક્ષ્મી તો લોભાય;
એનો એ પછિ થાય સૈં, લોભે લક્ષણ જાય. ૮
પા મળતાં અરધું ચહે, પછી અખિલ ઇચ્છાય;
નાશ થાય પછિ સમુળગું, લોભે લક્ષણ જાય. ૯
[1]શ્રીફળિપર લટકી રહ્યો, તોય કરી તૃષ્ણાય;
પછડઇને પૂરો થયો, લોભે લક્ષણ જાય. ૧૦
લપોડશંખે લાખની, રાખ ધરી ઘરમાંહ્ય;
ઘસતો કર ઘેલો થયો, લોભે લક્ષણ જાય. ૧૧
લાલચુ લીલી ચારનાં, બકરાં જઈ બંધાય;
કતલ થાય કર કસાઈના, લોભે લક્ષણ જાય. ૧૨
ગલને ફળ ગણિને ગળે, પ્રીત્તે પૃથુરોમાય;[2]
મરે માછિના હાથથી, લોભે લક્ષણ જાય. ૧૩
એ રીત લોભી મનુષ્ય, લાલચથી લપટાય;
ઠરેવા ઠામ રહે નહી, લોભે લક્ષણ જાય. ૧૪
પતંગ દીપકપર પડે, પ્રલય બળીને થાય;
દેખી લો દૃષ્ટાંતથી, લોભે લક્ષણ જાય. ૧૫
અંદર એને લક્ષ્મિની, ભડભડ બળતી લાહ્ય;
કશા થકી ઓલાય નહિ, લોભે લક્ષણ જાય. ૧૬
સબંધિઓમાં સ્નેહ કદિ, લોભીને નવ થાય;
બહુ ખુલાખી શું કહે, લોભે લક્ષણ જાય. ૧૭

---

# जूठे राम रूठे.

**શંખનારી વૃત્ત.**

જુઠે ઝાળ લાગે, જુઠે ભાર ભાગે;
ભમે મૂખ જુંઠે જુઠે રામ રૂઠે. ૧

---

૧ લોભિયાની વાત સ૦ ગુ૦ ચોથી ચોપડમાં પ્રસિદ્ધ છે તેના દ્રષ્ટાંત ૨૫ આ દુહોછે. ૨ માંછલાં.

જુઠે કિર્તિ જાશે, ખરી ગાળ ખાશે;
નહી ઈશ ત્રૂઠે, જુઠે રામ રૂઠે. ૨
જુઠું જલ્પવાથી, કદાપી કળાથી;
મળે દ્રવ્ય મૂઠે, જુઠે રામ રૂઠે. ૩
જુઠું જીભ જાપી, રચે પેચ પાપી;
એનો દીન ઊઠે, જુઠે રામ રૂઠે. ૪
છતૂ છૂપુ થાશે, હરામી હસાશે;
પિડા થાય પૂંઠે, જુઠે રામ રૂઠે. ૫
જુઠો કાચ જેવા, ખરે, તોલ એવા;
ફરે નાક બુઠ્ઠે, જુઠે રામ રૂઠે. ૬
વદે વાણિ આડી, લહે તે લબાડી;
ફસે ભાગ્ય ફૂટે, જુઠે રામ રૂઠે. ૭

---

## નવરાની નીશાની.

### ચોપાયા છંદ.

કાન, દાંત, કે આંખ ખોતરે, પાય હલાવે પ્હાની;
કાંતો બેઠો તરણાં તોડે, નવરાની નીશાની. ૧
કદિ લમણે નિજ હસ્ત લગાવી, બેસે બનિને ધ્યાની;
કદિક ટચાકા કરના મોળે, નવરાની નીશાની. ૨
આમતેમ મારે કદિ આંટા, તાન ધરી તોફાની;
ધરનાપર કદિ કાઢે ધાંટા, નવરાની નીશાની. ૩
લખે લિટા નખપર કાગળપર, ભીંતે ભણુણ માની;
બેઠો બેઠો ધડે વતરડાં, નવરાની નીશાની, ૪
ગપ્પાંની ગમ્મતમાં ગોઠે, પાછી ન ધરે ન્હાની;
એજ અવસર અમુલ્ય ગુમાવે, નવરાની નીશાની. ૫
રાતી પઈ રળવાને માટે, સત્તા ધારે શાની;
વતન વડિલનું ખાય વેચિને, નવરાની નીશાની. ૬
ટાંચે કદિ બાજી સોગઠડાં, રૂમે પશૂ ન્યમ રાની;

સેતાની મંડળિયો શોધે, નવરાની નીશાની. ૭
કુથલી કરવે કદી ન થાકે, પ્રીતી પરનિંદાની;
અવલોકી લો એવી રીતે, નવરાની નીશાની. ૮
વિસ્તારીને કરે વરેડું. વાત નલાયક ન્હાની;
સગાં સ્નેહિમાં સંપ તજાવે, નવરાની નીશાની. ૯
ટીલાં ટપકાં કરી નિરર્થક, ડાઠ કરે અભિમાની;
અનિતિ કેરા ગ્રંથ ઉકેલે, નવરાની નીશાની. ૧૦
એદી બનિ ઊંધે દિન આખો, હરેક ન જુવે હાની;
દે શીખામણ તેને દૃણે, નવરાની નીશાની. ૧૧
કલિમ કીમિયાના અજમાવે, ચલમ પિયે કદિ છાની;
કાં તો ચાવે કલમ* બુલાખી, નવરાની નીશાની. ૧૨

---

## नाम तेहनो नाश.

### દોહરા.

અમર નથી અવની અને, અમર નથી આકાશ;
અમર નથી આ અંગ પણ, નામ તેહનો નાશ. ૧
પશૂ પક્ષિને પ્રાણિયો, સરવ કાળના ગ્રાસ;
છળ કરિ કોઈ ન છૂટશે, નામ તેહનો નાશ. ૨
અચળ નથી ઈંદુ અને, વૃક્ષ વેલનો વાસ;
પ્હાડ પાણિ પાવક પવન, નામ તેહનો નાશ. ૩
મેરૂને મેદનિ મહા, ઘાટ ઘટાને ઘાસ.
અરણવ તથા અરૂણ એ, નામ તેહનો નાશ. ૪
કાયા માયા ક્ષણિક આ. વિશેષ શો વિશ્વાસ;
ભરૂસો કર ભગવાનનો, નામ તેહનો નાશ. ૫
જે ઊગ્યું તે આથમે, ખરે ખિલ્યું તે ખાસ;
જન્મ્યું તે નાશે મરે, નામ તેહનો નાશ. ૬

* શુન્ય વિચારમાં કેટલાક માણસોને સીસાપેન અગર દાતણ કરડતાં મેં ઘણીવાર જોયા છે.

માન્ધાતા સરખા મુવા, વળ્યા વાલ્મિક વ્યાસ.
રામ સરીખા નવ રહ્યા, નામ તેહનો નાશ. ૭
આજ ઇન્દ્રપુરિ જ્યાં અનુપ, વળતે દિન ત્યાં વાશ;
નાખનાર જન નવ રહ્યા, નામ તેહનો નાશ. ૮
જરાસંધ જેવા ગયા, પ્રૌઢી ચોકી પાસ;
એવા જન ઉડી ગયા, નામ તેહનો નાશ. ૯
દુર્યોધન દુષ્યંત નૃપ, દિલિપ દામણા દાસ;
કાળ કરાળ નિકટ થયા, નામ તેહનો નાશ. ૧૦
આ ગંદીકાયા તણા, ભરૂસાનો શો ભાસ;
સંત મહંત મુખે કહે, નામ તેહનો નાશ. ૧૧
આજ કાલ કૈં ઉપડશે, કોઇક માસ છમાસ;
દર્શી વિર્શી પછિ કૈંકજન, નામ તેહનો નાશ. ૧૨
ચૈતન સહુ ચાલી જશે, ગત શરીરનો શ્વાસ;
બંધ થશે વ્યહવાર સહુ, નામ તેહનો નાશ. ૧૩
મારૂ મારૂ માની મુરખ, કરે વ્યર્થ કંકાસ;
તેમાં કશું તારૂં નથી, નામ તેહનો નાશ. ૧૪
ધૂમાડાના બાચકા, મૃગ જળની મોહાશ;
એવા આ સંસારમાં, નામ તેહનો નાશ. ૧૫
આગ ગાડિ સ્ટેશન જીવન-યોગ-વિયોગ-વિલાસ;
ભજ બુલાખિ ભગવાનને, નામ તેહનો નાશ. ૧૬

---

## ઉપજાતી છંદ.

આ પૂરતી પદ્ય તણી કરી છે,
યથામતી શક્તિ અનૂસરી છે;
ભલા સુબોધે ભણિને ભરીછે,
ધિમંતને ખંત કરી ધરીછે. ૧

## શિખરિણિ છંદ.

કરી કાળીદાસે, રચિત પુરતી કેશવ કવી;
ભલી ગંગે ભાટે, સરસ પુરતી શામળ[1] નવી;
રસે અર્થે એવી, રસિક રચવાની મતિ નથી;
યથા શકતી આજે, કથન તણિ મેં પૂરતિ કથી. ૨

---

## વસંતતિલકા છંદ.

આ આંખ *રત્ન તણિ યોગ્ય દવા થવાને,
હું રત્નજી નજિક અત્ર રહ્યો નિદાને;
એ રત્ન રહેમ થકિ રત્ન રૂડાં બચ્યાં એ,
બત્રીસ રત્ન પદ પૂરતિનાં રચ્યા મેં;

---

૧ તેણે રચેલો મંદોદરી સંવાદ નામે ગ્રંથ કાવ્ય દોહનમાં પ્રસિદ્ધ કર્યોછે તે આખો પદ પૂર્તિનોજ ગ્રંથ છે.

* સને ૧૮૮૩ ના ડિસંબર માસમાં માહારી આંખે એકાએક ભગીરથ દરદ થવાથી હું ભારે ધાસ્તીમાં આવી પડ્યો. એ તકે મેં અત્રેના ઘણા ઘણા દાકતરો અને દેશી વૈદોની દવા કરી, પણ કોઇથી કરાર થયો નહી. છેવટે મારા એક સન્મીત્રની સલાહથી અમદાવાદ બ્હેચરદાસ ડીસપેન્સરીના ડાકટર સાહેબ મેહેરબાન રતનજી હોરમજજીની દવા કરી. એ કામેલ દાકતરની દવા અને રહેમીયતથી મને જુજ વખતમાં આરામ થયો એથી એમનો હું ઘણો આભારી છું—એ ફુરસદના પ્રસંગે અમદાવાદમાં આ પદપૂરતી મેં રચી છે.

# સૃષ્ટી સૌન્દર્ય.

## *શૈલશોભા.

### વસંતતિલકા છંદ.

પ્રીતેથિ વિશ્વપતિને કરિને પ્રણામ,
હૈએ સુશૈલ વરણ્યાતણિ ધારૂં હામ;
વિશ્વેશ વ્હાલધરિ વાણિ રસાળ આપે,
પૂરા મનોર્થ થઈ મોદ અમાપ વ્યાપે. ૧

---

* સંસ્કૃત કાવ્ય મેઘદૂત અને હંસદૂત ઉપરથી આધૂનિક કવિવર્ય દલપતરામ ભાઇએ સમુદ્ર વર્ણનનો વિષય રચીને પ્રસિદ્ધ કર્યોછે. એ નીતિના વિવિધ દ્રષ્ટાંત સાથે કુદરતનું જ્ઞાન આપનારૂ આખ્યાન મને તેમજ મારા સુમિત્રોને અતિ રસિક લાગ્યું. એ પ્રમાણે કુદરતનું બીજું વર્ણન કરવા તેઓએ ફરમાવ્યાથી યથામતીથી આ વિષય લખવા મેં કોશીશ કરીછે.

અગર જો કે એક નજીવું કાર્ય આરંભ કરવાના પ્રસંગે તેની સુગમતાના દ્રષ્ટાંત તરીકે "એમાં તે શું પથરાનું દૈવતછે! અગર શું પથરાનું વર્ણન કરવુંછે"!!! એવી લોકોને બોલવાની આદત પડી ગઇછે. પણ એજ પથરાનું વર્ણન વિષય આરંભ્યા પછી મને તો ઘણુંજ ગહન લાગ્યું. પથરા જેવી નજીવી બાબતનો વિચાર કરતાં અનેક પેટા વિષય આગળ થયા.

પ્હાડોમાં વસનારા અનેક જાનવરોને બાતલ કરતાં તેમાં ફકત સિંહનું અને મુખ્ય મુખ્ય દરેક વૃક્ષના ગુણદોષનું વર્ણન એ વિષયોજ માત્ર મોટા ગ્રંથરૂપ થૈ પડ્યા. અને તેમાં કોનું વર્ણન કરી કોને બાતલ કરવા એ વિચારવું મુશ્કેલ થઈ પડ્યુ. છેવટે એ સઘળી બાબતોને કોરાણે કરી પ્રાધાન્ય વર્ણન ઉપર નજર રાખી અપૂર્ણતાનો દોષ ન આવે તે ભયથી નામાવળી તરીકે સહેજસાજ ઝાહાડોના નામની ટીપ આપી મુખ્ય વિષયનું વર્ણન યથામતીથી કર્યું છે.

સોહામણો જરૂર શો દુરથી જણાય,
પાસે જવા પરમ હોંશ મનસ્વિ થાય;
(જેમ) દાંભિક પૂર્ણ તણું ડોળ વિશેષ જોઇ,
ભોળા મનૂષ્ય ભરમાયજ ભાન ખોઈ. ૨

---

મેં પંડે આબૂ અને આરાસુર તેમજ દક્ષણના કેટલાક પ્હાડ જોયાછે. તેથી કેટલાએક અનુભવ અને અનુમાનથી આ ગ્રંથ લખ્યોછે. ગ્રંથમાં જૂદી જૂદી રૂતુઓના દેખાવનું વર્ણનછે. એટલુંજ નહી પણ દૂરના દેખાવ, પાસેના દેખાવ, ચઢાવ, મધ્ય પર્વત, શિખરની શોભા, અને ઉપરથી નીચેના દેખાવનું અનેક તરંગથી વર્ણન કરવામાં આવ્યુંછે. આમાંનાં ઘણાં ખરાં દૃષ્ટાંતો તાર્કિક તેમજ કેટલાંક મનોરંજક લોક વ્યવહારી પ્રસિદ્ધ દૃષ્ટાંતો પણ લીધાંછે.

પુષ્કળ સાવચેતી રાખ્યાં છતાં માંહ્ય માંહ્ય ક્વચિત શૃંગારીક દૃષ્ટાંત આવી ગયાંછે, તે વિશ્રામ તરીકે તેમના તેમ કાયમ રહેવા દીધાંછે.

આ વર્ણનના છંદની ૧૨ મી કડીમાં "કે શંભુનો શું સસરો ગિરિરાજ થાય" (હિમાલય) વળિ ૧૧૪ કડીમાં "આજ્ઞા અગસ્ત તણિ અંતરમાં ઉતારી" (વિંધ્યાચળ) તથા ૯૦ મી કડીમાં "પોઢો અગાસુર ઉભો લહું શું અખાડે" એમ વર્ણનછે. એ એકએકને વિરોધ કરતાછે એમ સમજવાનું નથી. કેમકે આ વર્ણન અમૂક પર્વતનું નથી, પણ સામાન્ય પર્વતનું વર્ણનછે તેથી કોઇપણ પર્વતના સંબંધની (વિશેષે હિંદુસ્તાતના પ્હાડોનીજ) હકિકત લખવી યોગ્ય લાગી તે જણાવીછે.

કેટલાક પ્હાડોમાં કેટલાંક ફળદ્રુપ ઝાડ થતાં નથી અને આમાં ફળાઉ વગેરે ઝાડોનું પણ વર્ણનછે. પણ એવી શંકાની બાબતમાં એવે ઠેકાણે વસનારા મારા મિત્રોથી મેં વિશેષ ખાતરી કરીછે કે આબૂ જેવા અલૌકિક રમણીય પ્હાડ ઉપર તમામ પ્રકારની વનસ્પતિ થાયછે અને આ વર્ણન સામાન્ય પ્હાડનું હોવાથી કોઇ વાતનો આક્ષેપ ન લેતાં તે દાખલ કરેલછે.

દૃષ્ટીથિ દૂર પણ નીજ સમીપ ભાસે,
તોએ નજીકજ જતાં તન છેક ત્રાસે;
તે જેમ સ્નેહ ધનવંતતણો જણાય,
તોએ ન લેશ ઉપયોગ તથાપિ થાય. ૩

જૂદી જુદી રૂતુ વિષે અવલોકનેથી,
જૂદો જુદો વળિ જણાય ખુબી વડેથી;
છે નાટકી જન ઇઆ બહુરૂપિ જાણે,
એથી વિચીત્ર મનરંજન સ્વાંગ આણે. ૪

વર્ષારૂતુ મહિં લિલા તરૂથી લચેલો,
લીલો કલ્હાર થઇ મસ્ત બની મચેલો;
તે જેમ પ્હેલિ વિશિનો સુખિયો *જુવાન,
ઉભો મદથિ બનિ અક્કડ તે નિદાન. ૫

દેખાવ એવિ તકમાં દુરથી પ્રમાણ્યો,
શું લીલિ સાટિનતણો શુભ તંબુ તાણ્યો;
કે નેટ [1]નીલમણિપુંજ પ્રકાશ પામ્યો,
જંગાલનો જરૂર કે ઢગ[2] શૂભ જામ્યો. ૬

સીતોદકેથિ તન સ્નાન નિદાન નિત્ય,
કીધેથી કંપ પ્રગટ્યો તનમાં ખચીત;

---

આ વિષય કચ્છના દિવાન સાહેબ મે. રા. બા. મણીભાઈ જસભાઈની પ્રસન્નતાર્થે રચી સ્વદેશવત્સલ નામના માસિક પત્રમાં સ. ૧૯૩૯ ની સાલમાં પ્રસિદ્ધ કરવામાં આવેલછે.

વિષય નવિન હોવાથી તેમ તેને યથેષ્ટ ખિલવવા ગુજરાતી ભાષામાં એકાદ પણ તેવા વિષયપર પુસ્તકરૂપ સાધન ન હોવાથી એમાં રહેલા દોષને પંડિતો રહેમ નજરથી દરગુજર કરશે એમ આશા રાખવામાં આવીછે.

* કોઈ જુવાન માણસ મરણ પામે તો જુવાન પ્હાડ જેવો મરણ પામ્યો એમ કેહેવામાં આવેછે. તેથી તેના અક્કડ દેખાવને પહેલી વિશીના જુવાનની ઉપમા આપીછે.

૧ લીલમનો ઢગલો. ૨. ગંજ.

એથી અખીલ શરિરે સજ થૈ સમેટી,
લીલી દુશાલ ગરમી અરથે લપેટી. ૭
વૃક્ષાદિ પામિ પરિવાર લિલા કરેછે,
(શું) હેતુ લિલા* સુભગ રંગથિ સૂચવે છે;
કે ઊર્વિ રુપિ અબળા ઉર કૂચ આ છે?!
વસ્ત્રે લિલેથિ વર વેષ્ટિત+ શું કર્યા છે. ૮
વાંકાંચુકાં સરપ આકૃતિના સુમાર,
આ ઝ્હાડનાં ઝરણ દર્શિત છે અપાર;
નીચે ધિરે રહિ નમી નમિ ઊતરે છે,
જાણે સુબોધ ગરવી જનને કરે છે. ૯
પર્જન્ય ત્યાં પ્રથમ આપ જઈ પુગેછે,
સંભાળ અન્ય તણિ તેહ પછી કરેછે;
તે પોષ્ટનો સિપઈ જેમ શ્રિમંત ઘેર,
પોચાડિ પત્ર પળશે પછિ અન્ય ડેર. ૧૦
કે ફાડશે સ્વઅણિયે કરિ આભ આખું,
તાપેથિ તપ્ત નગનું જવ રુપ ઝાંખું;
એથી ડરી શું મઘવા ધરિ ભીતિ ભ્રાન્તી;
પર્જન્ય પ્રેરિ કરી શું નગકેરિ શાન્તી. ૧૧
કે શંભુનો શું સસરો ગિરિરાજ થાય,
આ સ્વાગતા પ્રથમ તે થકિ ત્યાં રચાય;
હાકેમ જો નિજ જમાત્ર મળે કદાપી,
પામે શ્વસૂર સુખ સાથળિ મૂખ માગી. ૧૨
પર્જન્ય તેમ વળિ પર્વત રાશિ એક,
સન્ધિ શું સ્નેહ તણિ બેનિ થઈ વિશેક;
પર્જન્ય એથિ પ્રથમે પ્રિયઘેર આવે;

* પર્વત ઝાહાડ વીગરે પરિવાર પામીને લીલા (વિલાસ) કરેછે. એવા હેતુ જાણે લીલા રંગ ધારણ કરી સુચવતો ન હોયા (સુક્ષ્માલંકાર)
+ વીંટેલા.

બેટી સુભટ દઇને વળતો સિધાવે. ૧૩
આ આશપાસ અતિસે ઝરણાં વહેછે,
દેખી વિતર્કું કવિ કો ઘટમાં કરેછે;
જાણે અમીત બનિયો અતિ ગીરિરાય,
આ સ્વેદ[1] સર્વ તનથી વહિ ચાલિ જાય. ૧૪
આ શિખરેથિ સરિતા જળ શું વહેછે,
કુંભસ્થળેથિ મદ હૃદમ કે ઝરેછે;
અંબાદિ આ ઉપર ફેંવળ કે દિપેછે,
આતે [2]ગરીષ્ટ ગિરિ કે ગજરાજ એછે. ૧૫
આ [3]શુભ્ર [4]અભ્ર શિખરો તણિ શું ઘટા છે?
કે જીર્ણ જાટ શુભ રાજિત એ જટાછે,
આ ઝર્ણ ધોધ (કે) શિરગંગ વિરાજતી છે;
આ તે ગરિષ્ટ ગિરિ કે [5]ગિરજાપતી છે. ૧૬
ક્યારેક નોળ અહિ કેરિ લડાઇ બાઝે,
ક્યારેક અંગપર સર્પ સિંહો વિરાજે;
[6]વંશી સમાન ધ્વનિ મોરલિ કાન આવે,
આ *ગીરિકે કહું મદારિ વડો સુહાવે. ૧૭
ભેળી વનસ્પતિ કરેલિ અરાઢ ભાર,
જે જાત જાત તણિ ઔસધિ એ સુમાર;
જે રોજ રોગિજનના સુખની ભરીછે,
આ ગીરિરાજ કહું કે ધનવંતરી છે. ૧૮

---

૧ પરસેવો. ૨ મ્હોટો. ૩ ધોળાં, ૪ વાદળ. ૫ મહાદેવ. ૬ વાંસળી.

* આ વૃતમાં પર્વત અને બાજીગરની તુલના કરીછે. તે એવી રીતે કે જેની પાસે કોઈ વખતે સર્પ અને નોળવાની લડાઇ મચે છે; કોઈ વખતે પોતાના શરીર ઉપર સર્પ અને સિંહોને નચાડે છે; અને ત્યાં વાગતી વાંસળીઓના (ગોવાળીયા પાવા વગાડેછે તે) નાદ મોરલીના જેવા કોઈ કોઈ તર્કે કાનમાં આવેછે તેથી આ તે પર્વત છે કે બાજીગર છે?। (સંદેહા લંકાર.)

વર્ષા સિતાદિ સરવે સુખ દૂખ સાંખે,
ક્યારે ન કોપ દિલમાં રતિમાત્ર રાખે;
ઊભો અખંડ રહિને તપ આદરેછે,
આ ગીરિરાજ કહું કે મુનિરાજ એછે. ૧૯
આ ‡દીનમાંહ્ય ગિરિયે બહુ લીલ જામે,
ટોચે જવા ન જન પાય ટકાવ પામે;
તે લાંચિયા જરૂર રાજનિ માંહ્ય જેમ,
દર્વાન દે ન ગરવા વિણુ મર્જિ તેમ. ૨૦
મૂર્ચ્છીઅતેથિ ગિરિનાપર જો ચડાય,
પ્રૌઢો પ્રયાસ પડિ શ્વાસ મુખે ભરાય;
તે જેમ શ્રેષ્ટ પદ મેળવતાં અપાર,
પામે મનૂષ્ય શ્રમ તો કહું નીરધાર. ૨૧
વર્શા ઘણાંથિ પલળે વરસાદ માંહી;
ભેદાય કે નહિ ભિજાય તથાપિ કાંહી,
તે જેમ અજ્ઞજનને શુક બોધ આપે;
તોએ ન જ્ઞાન ઘટમાં રતિમાત્ર વ્યાપે. ૨૨
છે લીલિ ચાર વપુ દીપતિ રોમ[1]રાજી,
છોગાં સમાન છબિ છોડ તણી [2]વિરાજી;
જો વાવટા સમ સુ વૃક્ષ વડાં [3]દિસે છે,
સર્વત્ર છત્ર[4] કહું કે નજરે પડેછે. ૨૩
આ ઝાડનાં સજડ જૂથ જણાય કેવાં,
સંપે વસે સજનનાં શુભ શ્હેર જેવાં;
તે માંહ્ય પક્ષિ કિલકાર રૂડાં કરેછે,
જાણે શિલોચ્ચય[5] પ્રભૂ સ્તુતિ ઊચરેછે. ૨૪

---

‡ ચોમાસામાં.

૧ પર્વત ઉપર લીલી ચાર ઉગેલી તે રોમાવળી જેવી જણાયછે.
૨ તેના ઊપર ઉગેલા છોડ છોગાં ખોસ્યાં હોય એવા જણાયછે.
૩-૪ મોટાં ઝાડ વાવટાના જેવાં અથવા છત્ર જેવાં જણાય છે.
૫ પર્વત

ઢોળાવદાર ઊચિને નિચિ સૌ જગોએ,
રાજે ખિચોખિચ અથાક તરૂ કદોએ;
મેં માનિ એમ મનમાંહ્ય ખચીત લીધું;
આ શું વનસ્પતિનું સંગ્રહસ્થાન કીધું? ૨૫
આંબા અનાર વળિ આંબલિયો અપાર,
જાંબુડિ જામફળિ જાસુદિ બેસુમાર;
બોલી અને બદરિ તેમ બદામડીછે,
શેતૂરને શિશમ સાગ સિતાફળીછે. ૨૬
બીજોરિ બોરસલિ બાવળવૃક્ષ દીપે,
સૌ શોકનાશક અશોક તરૂ સમાપે;
અજાસ* અંજિર અખોડ અસુંદરાછે,
પૂંગી પપજસતરૂ સહ પીંપળાછે. ૨૭
ખર્સાણિ એર વળિ કોય સ્થળે ખજૂરી,
છે પારિજાતક પલાશનિ પંકિત પૂરી.
ગુલાબને ગુલમહોર હજારિગોટા,
હડે બથા હરિતનાં તરૂ હોય મ્હોટાં. ૨૮
વેલા લવીંગ અહિવલ્લિ સુ દ્રાક્ષ કેરાં,
મ્હેકે તરૂ તજ ઈલાયચિનાં ઘણેરાં.
કુંવાર કેતકિ કરેણુ કરીર આ છે,
ચંપેલિ ચંપક ચણોઠિ મદે ભર્યાછે. ૨૯
લીમૂડિ ખાટિ મિઠિને વળિ લીમડાછે,
નારંગિ નાળિયરિ નૌતમ નીવડયાં છે;
આ મોગરો મિંઢળને મચિછે મરેડી,
એરંડિ ગૂંદિ વડ ગૂંદિ તથા અરીઠી. ૩૦
કાંટી કદંબ વળિ કાચકિ કાકડોળી,
ગુલ્બાસને ગુલછબૂનિ છબીલિ ટોળી;

*આ ફળાઉ વૃક્ષોના ખુલાસા બદલ વિષયના આરંભની ટીપમાં જુવો.

આ રામ કૃષ્ણ તુલસી વનછે વડેરાં,
છે શીમળા સરગવા છતમાં ઘણેરા. ૩૧
કૈં વૃક્ષ છેક વધિ આભ ઊંચે ગયાંછે,
નીચો સ્થિતી કબુલ કૈંક કરી રહ્યાં છે;
કૈં ઝાડ શ્રેષ્ટ ફળનાથિ ઝુમી રહ્યાં છે,
કૈં ઝાડ તો પવનનાથિ ઘુમી રહ્યાં છે. ૩૨
કૈં ઝાડિ અંદરથિ કોકિલ કીલકારે,
કૈં ચાર ચાતક ચકોર મુખે ઉચ્ચારે;
કૈં પક્ષિ એક તરૂ ટોચથિ ઊડિ બીજે,
બેશી અને રૂદયમાં ભલિ વીધ રીઝે. ૩૩
ક્યારે કપોત બુલબૂલ સુ બોલ બોલે,
ક્યારે કળા કરિ કલાપિ[1] પ્રતાપિ ડોલે;
કૈં સારિકા[2] શુક વિવાદ સુખે કરે છે,
મંજૂ મધૂપ કંઈ નાદ મૂખે કરેછે. ૩૪
સૌ પક્ષિના મધુર નાદનું ગાન જામે,
શું અપ્સરાનું વડું ગાયન તેનિ સામે;
આહા ! સુણ્યા ન શ્રુતિ[3] સુંદર નાદ જેણે,
એળે ગુમાવિ અવતાર દિધેલ એણે. ૩૫
ડોલે તરૂ પવન જે તકમાંહ્ય આવે,
રાજી થઈ સ્વશિર શું રૂચિથી હલાવે;
મૂરબ્બિ કે સમિરને મનથી ગણે છે,
એથી પ્રણામ નમિને શું નિચે કરેછે. ૩૬
આ વાયુ જો જરૂર ઝાડ સહૂ હલાવે,
કૂંદેથિ મ્હાડતણિ આગળ તે ન ફાવે;
તે જેમ સૌ ગરિબને મદથી પિડેછે,
મોટા જનોથિ હબકી ડરતા હિંડેછે. ૩૭
આવે જ્યહાં પવન કે તરૂઓ નમેછે,

---

૧ મોર. ૨ મેના. ૩ કાન.

પાછાં ટટાર થઈ અક્કડ તો રહેછે;
તે જેમ રીપુ દળ દાવથિ માતુ દેખી,
લાચારિથી લટિ પડે જન જે વિવેકી. ૩૮
જો વૃક્ષ ફૂલ ફળવાળુ નિચું નમેછે,
ને અન્ય વૃક્ષ થઈ અક્કડ તો રહેછે;
તે જેમ મૂર્ખ મદમાં છકમાં છકેછે,
વિદ્વાન તો વિનય સાધિ સદા ટકેછે. ૩૦
વાળ્યાથિ વૃક્ષ* કુમળૂં જલદી વળેછે,
મોટું થએ અધિક તે જડતા ધરેછે;
વૃંતો કિશોરવયમાંહિં વળે સુ રીતે,
મોટા થએ મરિજતાં નવળે કદી તે. ૪૦
આ વૃક્ષ માત્ર ઉગિયાં તહિં જો સુકાય,
સ્વસ્થાન છોડિ સ્થળ અન્ય ન જૈ શકાય;
તે આર્યવૃત્ત તજિ અન્ય વિદેશ માંઈ,
મૂસાફરિ કરિ શકે નહિ આર્ય ભાઈ. ૪૧
કૈં વૃક્ષનાં ફળ મધૂર સુધા સમાણાં,
ને કૈંકનાં કડું હળહળશાં પ્રમાણ્યાં;
તે જેમ કૈંક જનના શુભછે સ્વભાવ,
ને આરિલા કંઇકના ઉરના ઉઠાવ. ૪૨
આનંદ ધારિ કદિ આશ્રય જેહ આવે,
વિશ્રામ આપિ તનતાપ સહૂ સમાવે;
દે ભોજનાર્થ ફળફૂલ સમા પ્રમાણે,
વીવેકિ વૃક્ષ થકિ કોણ વડો વખાણે. ૪૩
આંબા પછાડિ મચિ કંટક વાડ કેવી, ?
શ્રીમંતને સદન આરબ ચૌકિ એવી;
જો વાડ હોય કુમળાં તરૂ ઊછરે છે,
વાલી[1] વિના શિશુ જુવો રવડી મરે છે. ૪૪
લાજાળિ[2] આ લલિતનો કદિ થાય સ્પર્શ,

* બોધવચન. ૧ વારસ, ૨ જે છોડને લજામણી કહેછે તે.

સંકોચ પામિ શરમીંદિ બને સહર્ષ;
તે જેમ કોય મુગધા તન સ્પર્ષ કીવે,
થૈ કોકડું પડિ રહે નિજ સોડ મધ્યે. ४५
શોભાયમાન કંઈ ફૂલ જણાય સારાં,
સૂગંધિના વિહિન તેહ દિસે અકારાં;
તે જેમ કોય જન હોય રૂપે સુ વેશ,
વિદ્યા તથા વિહિન ગૂણ દિપે ન લેશ. ४६
વર્ણું અનાર સહકાર[1] તણાં વખાણ,
સેતુરિ કે શુભ સિતાફળિનું બયાન;
કોને હું પ્રીય ગણિ આગળ લાવી ગાઊં,
કોને કનીષ્ટ ગણિ પાછળ છોડિ જાઊં. ४७
જ્યાં ફૂલ કે ફળતણો સુ જમાવ દીસે,
ગુંજાર ત્યાં કરિ [2]મધૂપ ઘણાક હીસે;
શ્રીમંતનું સદન જાણિ ભરાય ભાટ,
તે જેમ કાવ્ય રસનો મચવે ઘુંઘાટ. ४८
પુષ્પો રૂપી બહુ પ્રિયા રસ *ભૃંગ લૂંટે,
મૂકી અને શિયળવૃતજ એક ખૂંટે;
એવા અધર્મ લહિ શિક્ષણનાજ સાટે,
કાળો કર્યો વદન ઊપર રંગ માટે. ४९
પૂડો જુવો મધતણો અહિયાં ભરાયો,
માંખોતણો સમુહ પારવિના જમાયો;
જ્યાં હોય લાલચ કહું ધનની અપાર,
ત્યાં લોભિયા જન ભરાયજ એ સુમાર ५०
આ સૂગરાં લટકતાં તરૂએ ઝુમેછે,

---

૧ આંબો. ૨ ભમરા.

* પુષ્પ રૂપી ઘણી સ્ત્રીઓનો રસ શીયળ વૃત છોડીને ભમરાઓ લૂંટેછે. એવા અધર્મ જાણી એ વ્યભીચાર વૃતિની શીક્ષા કરવા માટે બ્રહ્માએ જાણે તેનું મુખ કાળુ કર્યું છે. (હે તુ ઉત્પ્રેક્ષા લંકાર.)

એને ફુવેડ કચ તુલ્ય કવી કહેછે;
કયાં ચાતુરી સુગરિ કયાં કચ તે કુ નાર.
હું તો †અયોગ્ય ઊપમા ગણું તે અપાર. ૫૧
એ સૂગરાં લટકતાંજ જણાય કેવાં,
ટાંગેલિ ટોપિ મુગલાઈ અચોત એવાં;
કે છત્ર દેવતાનું હોય કવી વખાણે,
કે ઉર્ધ્વ હોય શિવઈચ્છન*ધારિ જાણે. ૫૨
¹વારાહ રીંછ વળિ રાહ વિષે અડચાંછે,
શીકારને પકડવા તલપી રહ્યાં છે;
કૈં કાળિયાર ત્યમ કસ્તુરિયાદિ ક્રોડ,
ટોળે મળી રમતિ રમ્ય મૃગોનિ જોડ. ૫૩
શીયાળ શાહુડિ અને સસલાં અપાર,
ગેંડા તથા મહિશ વાનર બેસુમાર;
મધ્યસ્થળે સ્થળ નચીંત કરીવસે છે,
સંતોષમાં દિવસ નેહથિ નિર્ગમે છે. ૫૪
ભારે ભુજંગકર કો સ્થળ રાફડા છે,
કોઈ સ્થળે ઉધઈના વળિ ટેકરા છે;
કોરેલિ પ્હાડ મહિં કોઈ સ્થળે ગુફા છે,
જાણે કપાટ નગમાં રચિયાં રૂડાં છે. ૫૫
એવી ગુફા મહિં તપસ્વિ જઈ રહેછે,
ઐહીક સૂખ તજિને તપ આદરે છે;
એવે સ્થળે ²અશન વસ્ત્ર તપસ્વિ પામે;
ધારી સુધ્યાન "પ્રભુના" પદમાં વિરામે. ૫૬
આ પ્હાડના ઉપર મ્હેલ જણાય પેલો,
ચાંદી સમાન ચળકે ખુબિથી ચણેલો;

---

† કારણ કે જે સફાઇ અને સ્વચ્છતા એ સુગરીના માળામાં રહીછે. તે સફાઈ અને સુઘડતા ફુવડના કેશમાં નથી સબબ.

* શંકર ઉપર અભિષેક કરવાનું પાત્ર. ૧ ડુક્કર. ૨ ખોરાક.

શું એ અટા સુભગ ઇશ્વરિની દીસેછે,
વારૂ હવેલી વર ઇંદ્રનિ વીલસેછે. ૫૭
ઊંચે અધીક અગ ઉપર જો જવાય,
તો પાતળી ખુબ હવા તમ તે જણાય;
હોદ્દે મહાન કદિ કંજુસ જો ચડેછે,
તો પાતળી નજર તેહતણી બનેછે. ૫૮
આ પ્હાડના ઉપર વાદળિ ઊતરીછે,
તે ગર્વઘેલિ પ્રમદા શિર શું ચડીછે?!
ત્યાં ધુમ્મસેથિ અવલોકન કૈં ન થાય,
સ્ત્રીનું જ્યહાં ચલણ ત્યાં ન સુજે જરાય. ૫૯
આ ઘીચ ઝાડિ મહિં સૂર્ય નહી જણાય,
સૌ દીન રાત્રિ સઘળાં સરખાં ગણાય;
અંધેર રાજ્યમહિં જેમ વિના પ્રકાશ,
શ્હોકાર ચોર સહુ એક ગણાય રાશ. ૬૦
રે! પેલિ આછિ શુભ ઝાડિ મહીં છુપાતો,
આ ચંદ્ર ભાસ દઇને વળિ મ્હેં ભરાતો,
તે જેમ કોય મુગધા નિજ નાથ આગે;
લાજી અને પદરમાં મૂખ ઢાંકિ ભાગે!
ઝાડીનિ માંહ્ય શશિ ભવ્ય ભરાય જ્યારે,
કેવો જણાય કિરણોદય પૂર્ણ ત્યારે;
ગર્બાનિ [1]ગાગર વિષે જ્યમ દીપ રાખે,
એવો પ્રકાશ અવલોકિ લિયે સ્વઆંખે. ૬૧
બાએલ વાઘણતણું પય કોઈ ઠામ,
ઝામી અહીં ઠરિ ગએલ દિસે તમામ;
ચકતાં જણાય વળિ પથ્થર માંહ્ય કેવાં,
ચાંદી, કપૂર, દધિ, [2]શ્રીફળપાક જેવાં. ૬૩
કોપેથિ કોપિ જવ કેસરિ ત્રાડ પાડે,

---

૧ જે ગાગરને આશપાશ કાણાં પાડ્યાં હોયછે. અને નવરાતરમાં જેમાં દીવા મૂકવામાં આવેછે તે. ૨ કોપરાપાક.

એ સૂણિ પક્ષિ પશુ ધીરજ સર્વ છાંડે;
તે જેમ યુદ્ધ તકમાં વિરહાક વાગે,
ચાલી શકે ન તવ કાયર પાય આગે. ૬૪
પ્હાડોની ટોચ પર જૈ જન જે વિરાજે,
દેખાય દૃષ્ટિથકિ એમ વિલોકિ આજે;
મારા જરૂર મનમાં અનુમાન આવે,
અંબાડિ માંહ્ય કરિની જન શું સુહાવે. ૬૫
પાતાળલોક પૃથવી તળમાં રહેછે,
ને સ્વર્ગલોક સ્થળ ઉંચ વિષે વસેછે;
આ આપણે સ્વરગ અંદર વાસ સેવ્યો,
ઉંચે ચડ્યાથિ અતિ હર્ષ જણાય એવો. ૬૬
દેખાય દૃષ્ટિ થકિ માનવિનો સમૂહ,
છે વેંતિયાં મનુષ્ય કેરિ વિચિત્ર [1]વ્યૂહ;
[2]વૃન્દો નિચે [3]સુરભિનાં તરણાં ચરે છે,
દેખાય બાળ સુખદા હરણાં ફરેછે. ૬૭
પેલાં લિલાં છમ જણાય સુ [4]ક્ષેત્રનીચાં,
જાણે બિછાવિ દિધછે ભુમિમાં ગલીચા;
જંગાલથી સરસ ચોસર ચિત્રિ જાણે,
પાને મેઢલિ કવિ રંગભુમી પ્રમાણે. ૬૮
ઓ પેલિ વાંકિ ચુકિ જો નદિયો વહેછે,
દેખાવ દેખિ દિલ લોભઇને રહેછે;
કોરેલિ શું સડક કાચ બિલોરની છે!!
કે ઓપિ ચાંદિ પતરાં થકિ શું જડી છે. ૬૯
ઢોરો પણે સ્વશિર નીચું ધરી ચરેછે,
પ્રીતે થકી નમન શૂં પ્રભુને કરેછે;
કે આઇને પરતણું થયું ઓશિઆળું,
શર્માઇને સજડ ભાવથિ નીચું ભાળ્યું. ૭૦
છેટેથી છેક શુભ ગામ જણાય પેલું,

૧ સૈન ૨ ટોળાં. ૩ ગાયોનાં. ૪ ખેતરો.

જાણે સુચિત્ર દિસતું શુભ ચીતરેલું;
જાડી કુંભારતણિ પેલિ પ્રકાશમાન,
દેખાય દિવ્ય વળિ તાપણિના સમાન. ૭૧

જે મોટિ ચીજ ઉરવીપરથી જણાય,
એ છેક સૂક્ષ્મ ગિરિ ઊપરથી સુહાય;
હોદ્દો મહાન જ્યમ દુર્જનને મળે છે,
બીજા જનો નજરમાં હલકા દિસે છે. ૭૨

દેખાય છે સદનના દુર કોઈ દીપ,
શું આગિયા ચમકતાજ હશે સમીપ;
આ શ્વાન શબ્દ શરૂવા કરણે પડે છે,
તોએ ન તેહ નજરે જરિયે ચડે છે. ૭૩

કીજે અવાજ ચડિ ઊપરથી કદાપી,
સર્વત્ર જાય પડઘા પડિ શબ્દ વ્યાપી;
તે જેમ શ્રેષ્ટ જન કૈં મુખ ઉચ્ચરે છે,
બીજા જનો સહજ બોલ ઉપાડિ લે છે. ૭૪

નીચેથિ જ્યાં નજર પોચતિ લેશ ન્હોતી,
ઊંચેથિ ચોગમ અને દુર છેક પ્હોતી;
ઊંચા સમાગમથિ લાભ અલભ્ય આવે,
નીચા પદે ન નરને કશિ રીત ફાવે. ૭૫

ઊંચે ચડી નજર નીચિ કદી કરાય,
તો પ્રૌઢિ બીક નિજ અંતરમાં પમાય;
હોદ્દે ચઢી નજર નીચિ કરો ન ક્યારે,
શું એમ દાખિ કુદરત્ત જનો ન વારે ? ! ૭૬

જો દૂરબીન થકિ નીરખિયે હુલાસે,
દેખાવ હોય દુર તેહ જણાય પાસે;
તે જેમ જ્ઞાન દૃગ જો નિજના પ્રકાસે,
જે દૂરનો જન નજીક સગો ભાસે. ૭૭

આ સુક્ષ્મદર્શક વડે નગ જો વિલોકો,
તો માપ તેનું હૃદયે કશિ રીત રોકો;

ભારે તદા રૂપ ભયંકર પૂર્ણ ભાસે,
માયા *દશાનનિ કારમિ શું વિલાસે ? ૭૮
પ્હાડોનિ ટોચપર જે વિજળી પડેછે,
તે કાટકો શિખર ભેદઈ આખડે છે;
તે મર્મ બાણ ન્યમ કો જન અંગ વાગે,
તો ઝાટકો મગજમાં મજબૂત લાગે. ૭૮
આછી ઘટાનિ મહિં રાજીત ઝુંપડાઓ,
પેલાં જણાય વચમાં ગિર જો રૂડાં ઓ!
વેષ્ટીત પાત્ર નવરાત્રx તણું ઝવેરે,
ખૂબી ખરેખરિ વિલોકું હું તેનિ પેરે. ૭૯
આ જોઉં હાર દુર *શૈલનિ લાંબિ આડી,
જાણે ઉભી જરૂર હોયજ આગગાડી;
જ્વાળામુખીનિ અગરે ધુણિ નીકળે છે,
ઈંજીનમાં ઈંધણ શું બહુધા બળે છે. ૮૦
આ ગોટ વાદળિ તણા અતિશે જણાય,
તોએ ન તેહ કરમાં જરિએ ઝલાય;
સંસાર મોહમય મિષ્ટ મહાન ભાસે,
તોએ ન સત્ય કશું તેહ વિષે પ્રકાશે. ૮૧
ક્ષીતીજ÷ બાજુ અવલોકન જો કરાય,

* રાવણની.

x આછી ઘટામાં છવાએલાં ભીલોનાં ઝુંપડાં, તે નવરાત્રના ઝવારાની વચે મુકેલો કળસ ઝવારાથી વીંટાયો હોય તેવાં પ્હાડ ઉપરથી જણાય છે.

* આ છંદમાં પ્હાડને આગગાડી સાથે સરખાવ્યો છે. પર્વતની આડી અને લાંબી હારને વેગળેથી જોઇને કવિ કહે છે કે જાણે આ આગગાડી ઉભી હોયની !! અને એ પર્વતના મોખરે એક જ્વાળામુખી પર્વત છે તેમાંથી નિકળતી ધુણી જાણે ઈંજનમાં લાકડા બળવાના યોગે ધુમાડો નિકળતો હોયની શું ! ! !

÷ દિગાંત દ્રિષ્ટી.

સંયોગ પૃથ્વિ અવકાશ તણો જણાય;
આકાશ કાંત પૃથવી પતનીથિ રાચી,
રૂચી થકી રચિત શું રતિ મિત્ર સાચી. ૮૨
ઢંકાયલો હિમ થકી ગિરિ હોય જ્યારે,
કેવો જણાય નગરાજ ખુબીથિ ત્યારે;
આ ઇંદ્રનો શું અઇરાવત આવિયો છે,
કે ચાંદિનો ચળકતો ઢગલો કર્યો છે. ૮૩
વ્હેતા પ્રવાહ વરષારૂતુ માંહ્ય હોય;
તે સીત આંચ થકિ બંધઈ જાય[1]તોય,
તે જેમ કો ખબરદાર વિશેષ હોય,
બારીસ્ટરોથિ ઝટ બંધઈ જાય તોય.[2] ૮૪
એ બર્ફને હું ઉપમા વદું વીર કેવી,
રૂપેરિ હોય સતરંજિ બિછાવિ એવી.
કે સાબુ ધાલિ ગિરિયે નિજ અંગ ચોળ્યું,
ઝાગ્યું શું ફીણ કરિ એ થકિ સર્વ ધોળું. ૮૫
એ બર્ફના ઉપર સૂર્ય યદા તપે છે,
તો પીગળી બરફ નીર રૂપે વહે છે;
તે માનુની સમિપ જેમ મહાન મર્દ,
જે પીગળી નિજ ગુમાવિ દિએ સુ બિર્દ. ૮૬
ત્યાં ઝાડના ઉપર ઝાકળ જે પડે છે,
તેનાં સુ બિંદુ નિરખે નજરે ચડે છે;
શક્રે[3] પ્રસન્ન થઇને ઉર ધારિ ભાવ,
મુકતા તણો શું બખસ્યો શુભ શીરપાવ. ૮૭
જે રમ્ય પ્હાડ વરષા રૂતુમાં જણાય,
ભારે ભયાનકજ ગ્રીષ્મ તકે ગણાય;
તે શાંત કો સજનને બહુ જો સતાવે,
ઝાઝૂં થએ તપિ મિજાજ જરૂર આવે. ૮૮

---

૧ પાણી. ૨ તોપણ. ૩ ઇન્દ્ર.

પોશાક સર્વ ગ્રિષમે કહું લૂંટિ લીધો,
કોપી ભયાનક શું એ થકિ સ્વાંગ કીધો;
કે કાઢિને સુતક સ્વચ્છ કર્યું શરીર,
આ વૃક્ષ રોમ હત ક્ષૌર[1] કરાવિ ધીર. ૮૯
મેદાનમાં મમત આદરિને અડ્યોછે,
પોતે ટકાવ દૃઢ પૂર્ણ કરી પડ્યોછે;
આ અસ્ત્ર શસ્ત્ર સહુ વૃક્ષ રૂપી પછાડે,
યોદ્ધો અગાસુર ઉભો લહું શું અખાડે. ૯૦
ઝર્ણાંનું પાણિ તહિં કોતરમાં શ્રવેછે,
તે જાણું રક્ત વપુ અંદરથી વહેછે;
આ ઘોષ માંહ્ય જીવજંતુતણો જણાય,
સંગ્રામનો સરસ કે ધ્વનિ એ સુહાય. ! ૯૧
ભારે ભયાનક ઊંડાં કંઈ કોતરાંછે,
શું ઘાવ વીર વપુમાં લડતાં પડ્યાછે;
આ તાડ કે ખજુરિ ચામર કે ધર્યાછે,
આ કેળના તરૂ જયધ્વજ કે કર્યા છે. ૯૨
આ વાંસ કે ખચિત એહ ધરેલ ભાલા,
આ બિલ્વ કોઠ ફળ તોપતણા શું ગોળા;
આવું વડું સ્વરૂપ કેમ ગિરી વધાર્યું,
શું વામને સ્વરૂપ નીજતણું પ્રસાર્યું. ૯૩
કે પૃથ્વિ પત્ર મહિં ગૂણ પ્રભૂ લખાવા,
છે શાહિ ઓઘ ઉદધી ખડિયે સમાવા;
કે કાળજી અધિક કામનિની કરી એ,
આ પૂંજ કાજળ તણા રચિયા વિધીએ. ૯૪
આડા પડેલ અગ સેતુ[2] સમાન જેછે,
શું ઉર્વિ રૂપિ તરૂણી ઉર હાર એ છે;
જો છેક દૂર થકિ અદ્રિ નિહાળિ જોશો,
તો ઓઘ વાદળ તણા ગણિ છેતરાશો. ૯૫

---

૧ હજામત. ૨ પાળ.

નિર્ણૈ થવા જમિનની હદનો નચીંત,
જો માપણી વખત બાણ રચે મહીપ;
આ પર્વતો ધરણિ ઊપર છે ધરેલા,
બાણો લલીત બહુધા ભુમિમાં કરેલાં. ૯૬
જ્યાં ધોધબંધ હતું વ્હેતુ અપાર નીર,
ત્યાં પેખ આજ ન મળે નિરખે લગીર;
આવે અધીક ધન તો ચડતી દશામાં,
તે જાય છે સમુળગું પડતી દશામાં. ૯૭
મધ્ય સ્થળે કંઈક હોય ઝરાનું પાણી,
પીવા સુપંક્તિ ત્યહિં પ્રાણિતણી ભરાણી;
દૂષ્કાળ વર્ષ મહિં જેમ વિલોકિ દાતા,
ઊત્સાહથી સદન તસ્ય જનો ભરાતા. ૯૮
જે રાતરે સળગતા દવ તો જણાય,
એની શું અલ્પ ઉપમા મુજથી અપાય;
લાગે કંઈક ભયભીત તથા રૂપાળા,
દેદિપ્યમાન રચિ રમ્ય શું દીપમાળા. ૯૯
લાગેલિ [1]લંક પુરિ અગ્નિ થકી શું હોશે,
કે હોળિકા રૂપ કરાળ ધરેલ રોષે,
એક સ્થળે થઈ અલોપ બિજે ચડેછે,
બીજે સ્થળે થકિ ત્રિજે સ્થળ જૈ અડેછે.૧૦૦
ભોળા જનો કદિક દૂર થકી નિહાળે,
ભૂતાવળી લહિ ડરે ઉર તેહ કાળે;
ફેલાય ચોગમ પ્રકાશ ત્યહાં અથાગે,
શુદ્ધિ સમાન વદમાં સુ પ્રકાશ લાગે. ૧૦૧
જો ઠામ ઠામ દવ જે તકમાંહ્ય લાગે,
ભીતીથિ જાનવર તે તકમાંહ્ય ભાગે;
દોડે, પડે, વળિ ઉઠે, બળિને બરાડે,
એ ચીત્ર ભીતિમય શક્તિ ન કોય પાડે. ૧૦૨

---

૧ સળગેલી.

લાગી દવો જવ સુકાં તરૂઓ બળે છે,
ત્યારે લિલા તરૂનિ તેવી દશા બને છે;
તે દુર્જનો સમિપ સજ્જન જો રહે છે,
નિર્દોશિ દોષિ બનિ [1]આપદ તો સહેછે. ૧૦૩
[2]સીતાંગ ગીરિ વરસાદ સમે રહેછે,
એ ગ્રિષ્મકાળ અગની રૂપથી તપેછે;
જેવી રચાય કદિ સોબત રૂડિ ભૂંડી,
આવે કહું અસર એહિ અંગ ઊંડી. ૧૦૪
[3]વાંસો પરસ્પર વળી અથડાય જ્યારે,
અગ્ની ઝરી જરૂર થાય વિનાશ ત્યારે;
તે જેમ કોઈ નિજ જાત વિષે લડેછે,
બન્ને ખરાબ થઈ આફતમાં પડેછે. ૧૦૫
વાંસોનિ માંહ્ય વળિ વાયુ યદા ભરાય,
તેનો સતાર સમ નાદ મધૂર થાય;
ગાંધર્વિ ગાન સમ ગેબિ ઉચ્ચાર લાગે,
તે સાંભળ્યાથિ તન કષ્ટ તમામ ભાગે. ૧૦૬
કોરે કઠીણ પણ વાંસ મધૂપ આંવા,
રૂડાં રચે સદન તેહ વિષે સમાવા;
કોરી શકે તદપિ પંકજ તે ન પ્રાણી,
રૂડી પ્રિતીનિ ખુબિ એવિ તરે રચાણી. ૧૦૭
ઘોંઘાટ ઝાડિ મહિં પ્રાણિ ઝિણાં કરેછે,
તે રેંટિયો ફસજ જેમ ધ્વની ભણે છે;
ઝાડો પરેથિ જીવ સુક્ષ્મજ ત્યાં શ્રવે છે,
પર્જન્ય ભ્રાન્તિ કહું તે તકમાં પડે છે. ૧૦૮
કૈં રેલ માર્ગ કિધ પર્વત પેટ ફાડી,
તે માંહ્ય જાય ઝટ નીકળિ આગગાડી;
તે જેમ કોય વડિ નાગણ જોસ ભેર,

૧ આપદા. ૨ સીતળ શરીરવાળો. ૩ વાંસ

દોડી ભરાય નિજ રાફ વિષે સુ પેર. ૧૦૯
છૂટા છુટા કાંઈક છોડ છતે છવાયા,
તે ભાઈ ભાગ લઈ જેમ જુદા જમાયા;
શ્હેરોનિ માંહ્ય જ્યમ વસ્તિ જનોનિ જાણી,
અત્રે વનસપતિનિ એમ પુરી રચાણી. ૧૧૦
જે આશરે નમિ નિચો નિજનાજ આવે,
તે વેલને હૃદય નીજ તણે ચડાવે,
પોષી સ્વતુલ્ય અદકી પ્રિતથી વધારે,
*સૂતે સવાઈ કરિ તું થકિ શૈલ ભારે. ૧૧૧
જો સર્પ ચંદન સમીપ સદા રહેછે,
ક્યારે સ્વમૂખ થકિ ઝેર કદી તજે છે;
જો સજ્જનોનિ કદિ સોબત હોય સારી,
તોએ તજે કપટ ના કદિ દુર્વિચારી. ૧૧૨
સંગ્રામ ધ્હાડિ ધઢ અંદર જો સધાવે,
થોડા જનો તદપિ ફોજ વડી હઠાવે;
મોટા તણો સબળ આશ્રય જેહ લેછે,
થોડી સ્વશક્તિ તદપી જય મેળવે છે. ૧૧૩
જે સોનાર કહું [1]શૈલ સદાય સ્નેહે,
ખોરાકને ગરમ વસ્ત્ર હમેશ દેવે;
કૂટીલના સમિપ સીતળતા ધરે જો,
એતો અજાણ રવડી રખડી મરેતો. ૧૧૪
આજ્ઞા અગસ્ત તણિ અંતરમાં ઉતારી,
આડો પડ્યો નમન આદરિ ગીરિ ભારી;
એવા સુશિષ્ય દુનિયાં મહિં આ વસેછે,
આ આટલો તદપિ ભાર ધરા સહેછે. ૧૧૫
બંધાઈને વચનથી કદિ જો ફસાયા,
સોસે પ્રમાણિકપણે જન કષ્ટ કાયા;
સામા જનોનિ કરિ ખાતરિ આદ્ય સારી,

* તારા ઉપર જન્મ પામેલા ઝાડ જેવા તારા સુ પુત્રોએ. ૧ પર્વત.

બંધાવ ત્યાર પછિથી વચનો વિચારી. ૧૧૬
ચીડી પ્રજા સ્થળ અનેક ઉડી સ્વશક્તિ,
પાંખો[1]વિદારિ નગની સુણિછે જનોક્તી,
જે વાપરે નિજ હકૂમત વ્યર્થ વેશે.
સત્તા અને અમલદારિ ગુમાવિ બેસે. ૧૧૭
કીડી સમાન પણ પ્રાણિ સુ પંખ પામી,
માંડે ઘણો ફડફડાટ જુવો નકામી;
તો પ્રૌઢ પ્હાડ વપુ પાંખ યદા ધરેલી,
તો ભૂમિ કેમ ભયભીત નહીં કરેલી. ૧૧૮
જે ઉદધિનિ[2] મહિં કોય ગિરી સુહાય,
એ દૂરથી વડિલ વ્હાણ સમા જણાય;
ઝાડો લિલા શઢ સમાન નિદાન જાણે,
ત્યાં દાંડિ દીપ તણિ સ્થંભકુવા‡ પ્રમાણે. ૧૧૯
આ પ્હાડ તુલ્ય અતિ વીકઠ[3] કાર્ય આજ,
ભાખી જવા મુજ કને ન યથાર્થ સાજ;
મેં મારિ શક્તિ અનુસાર રચ્યું તથાપી,
જેવી મને જગતપાલક બુદ્ધિ આપી. ૧૨૦
જે ગૂજરાત તણિ શૂભ ગણાય ગાદી,
એ રાજનગ્ર મહિં વાસ વસું અનાદી;
સેવી શ્રિમંત[4]તણું રાજ સ્વદેશિ સારૂં,
નૌસારિમાં[5] નિવસિ વર્ણન કીધ ન્યારૂં. ૧૨૧
છે શાલ વિક્રમતણી શુભ આડત્રીસ,
ને વદિ માગસર આઠમ બૂધ દીશ;
આખ્યાન આ પુરણ પ્રેમ થકી કર્યુંછે;

---

૧ પર્વતને પ્રથમ પાંખો હતી એવું પુરાણોક્ત વચન છે.
૨ સમુદ્ર. ‡ કુવાસ્થંભ
૩ કહેવત પણ છે કે આ કામ તો પ્હાડ જેવું માહાભારથછે,
૪ શ્રીમંત સરકાર શેના ખાસખેલ સમસેર બાહાદુર ગાયકવાડનું.
૫ આ વર્ણન રચ્યું ત્યારે નવસારી સુભા હાકીમમાં હું કલાર્ક હતો,

દૃષ્ટાંત નીતિ પ્રસતાવિકથી ભર્યુંછે. ૧૨૨
ભોકતા લહી પુરણ ભાવિક ભેદ જ્ઞાતા;
દેદિપ્ય કાન્તિ દિલમધ્ય દયાળુ દાતા;
નીપૂણતા સુભગ શાસ્ત્ર વિષે ધરાવી.
ઝાઝી સુકીર્તિ જગ અંદર આ જમાવી. ૧૨૩
જાહીરછે જનકનું જશભાઈ નામ,
તેના મનોહર મણીભાઈ મૂર્તિ કામ;
વિદ્વાનને વિનયપાત્ર વિવેકવંત,
સંતોષિ શીલગુણિ શુદ્ધ સ્વધર્મિ સંત. ૧૨૪
આ કાવ્યના કનકનો કિધ હાર સાર,
જ્યારે જડાય મણિ તે મહિ *તેજદાર;
આ હાર રૂપિ લઘુ પૂસ્તક માન પામે,
જોતાં જડ્યો શુભગ તે જસભાઈ ધામે. ૧૨૫
શોભા જ્યહાં સુભગછે મણિની વિશેષે,
ત્યાંતે પ્રભા †પથરની કયમ માન લેશે;
તોએ વડા વડઈ અન્ય તણી વખાણે,
મેં એમ માનિ લખિ મોકલ્યું દિવ્ય ટાણે. ૧૨૬
હેતૂથિ હુન્નરિ કળા અતિશે બનાવે,
પેખી પ્રદર્શન અને પછિ ત્યાં પડાવે;
છે શારદા ગ્રહ રૂડૂ મણિભાઈ કેરૂં,
ત્યાં પાઠવ્યું કવન મેં વરણી સુ મેરૂ. ૧૨૭
સંસાર ચિત્ર રૂદ્રિ વાંપયથી રચેલું,
સામાન્ય સર્વ જનને હૃદયે રૂચેલું;
તે ઈશ્વરી કુદરતી રચના વખાણ,
લેખી શકે કવચિત તત્વ તણી પિછાણ. ૧૨૮
છે સત્ય દત્ત દલપતતણી પ્રસાદી,

---

* પાણીદાર. † ત્યાં આ પથરાના (પર્વતનું વર્ણન એવા આ ગ્રંથની) શોભા શું વધવાની છે.

આ સાદિ કાવ્ય રચના રચિ નિર્વિવાદી;
દ્વી વેદિ દ્વીજ અવદીચ્ય ચકૂ તનૂજે,
રંકે બુલાખિ રચ્યું વર્ણન આ રમૂજે. ૧૨૯



# काव्य *चरचा शतक.

## मंगळा चर्ण.

### શ્લેષાલંકાર કવિત્ત મનહર.

રાયને બનાવે રંક, રંકને બનાવે રાય,
મોટી જેના કૃત્ય તણી, ખુબીઓ મુદ્દામ છે;

* કુકવિયોનો ઉદય આજ કાલ ઘેર ઘેર થવાથી ઘણા વિદ્વજ્જનો કંટાળેછે, તેથી રાજકોટ ટ્રેનિંગકોલેજના પ્રિન્સીપાલ મે. રા. રા. નવલરામભાઇએ આ વિષય ઉપર છટાદાર લખાણથી ઘણી ઘણી ટિકા ચલાવીછે ને ચલાવેછે. તેમજ કવિ દલપતરામે પણ કોઇ કોઈ ઠેકાણે આવા લભાગુ કવિયોને માટે ધિક્કાર બતાવ્યોછે. તોપણ આ વિષય ઉપર પુસ્તક રૂપ રસાલો ન હોવાથી યથામતિ મારા પોતાના વિચાર જણાવ્યાછે.

હાલને વખતે કોઈ પણ માણસ કવિતા લખવાને પાત્ર નથી; અને મ્હારીજ કવિતા ઉત્તમછે એમ મનાવાને માટે આ વિષય લખી હું દાવો કરતો નથી.

મેં અનુભવ્યું છે કે ભાટ ચારણો શિવાય કવિતાની ઉત્તમ શક્તિ ધરાવનાર છુપેલાં રત્નો આ ગુર્જરભૂમિની ખાણમાં માંહ્ય માંહ્ય ખૂણે ખોચરે ચમકે છે.

પ્રસિદ્ધ આધેર કવિયોને બાતલ કરતાં સારી શક્તિ ધરાવનાર તરૂણ ગૂર્જર કવિ વર્ગમાં મૂકવા લાયક રા. સવિતાનારાયણ; રા. અનંતપ્રસાદ; રા. નંદલાલ ( નડિયાદ કોર્ટમાં વકિલ છે ) રા. પ્રતાપરાય ને શેઠ વલ્લભ વિષે મારો મતછે. અગર જો કે

[1]વારી [2]વાત હૈરત, કરે છે અવલોકતામાં,
જનહીત કાર્ય જેનાં, જાહીર તમામ છે;
[3]મનહર [4]લલીત [5]વિલાસ [6]છંદમાં મચેલો,
[7]મેરૂ જેવાં મ્હોટાં કામ બાંધવામાં મામછે;
ઐશ્વર્ય અપાર, વિશ્વ વંદન બુન્નાબીરામ,
ઇશ્વર કે કવિશ્વર એવાને પ્રણામ છે. ૧

[8]કવિતા સ્વરૂપ.

કવિતા અને સ્રી. શ્લેષાલંકાર.

મનહર છંદ.

[9]રસથી રીઝાવે જન જેહ અંગીકાર કરે,
ભાવમાં ભીંજાવે એવાં પ્રૌઢ વેણ પ્યારનાં;
અલંકારે અંગમાં ઓપાવે નવરંગ નેટ,
ભેદી નાંખે ભીતર અવેવ માંહ્ય બ્હારનાં;

---

એઓ પૈકી કેટલાકોના વિચાર આ સમયને પૂરતા અનુસરતા નથી, તોપણ કવિતામાં જનસ્વભાવનું ચિત્ર પાડવાની તેમની શક્તિ બદલ મગરૂર થવા જેવુંછે. રસ અલંકારની ખરી ખુબી સમજવામાં નંબર ૧ લાની અને શ્લેષ ચમત્કૃતિની કાવ્ય રચવામાં નંબર ૨ જાના ગ્રહસ્થની શક્તિ પ્રસંશાપાત્ર છે.

૧ પાણી અથવા ઉપદેશીને. ૨ પવન અથવા ગોષ્ટી. ૩ મનને હરણ કરનાર અથવા તે નામનો છંદ. ૪ સુંદર અથવા તે નામનો છંદ. ૫ અપાર અથવા તે નામનો છંદ. ૬ વેદ અથવા વૃત્ત. ૭ મેરૂ (પર્વત) અથવા કવિપો વર્ણ મેરૂ વીગરે બાંધેછે તે.

૮ કવિતા એટલે આજકાલ જોડકણા તરીકે ઠેર ઠેર લખાતી કવિતા નહી, પણ કવિતા નામ યોગ્ય છે એવી ઊંચી પદ્ધતીની કવિતા. નઠારી કવિતા વિષે જૂદે પ્રસંગે બોલાશે.

૯ કાવ્યરસ અથવા પ્રેમરસ.

[1]સરલતા, ગંભીરતા, સ્વચ્છતા શિવાય સારા,
જેહમાં વિશેષ ગુણ વિહિન વિકારના;
દુઃખ તેમ દિલગીરી દૂર કરેછે બુલાખી,
સુ કવિતા વનિતા છે એકજ પ્રકારનાં. ૨

કવિતા અને નદીની તુલના શ્લેષાર્થ.

**પુનઃમનહર.**

સેવા સજે સ્નેહ થકી તેને આપે [2]મિષ્ટરસ,
તનનો [3]ઉતાપ તો તમામ ટાળે પુનિતા;
મળને સકળ હરી કરે નિરમળ અંગ,
ઉપજાવે લ્હેર તે હરેક પીડહરીતા;
પૂરમાં પડેલો મગદૂર દૂર થૈ ન શકે,
સુંદરને સીતળ સદાય સુખકરિતા;
ખુબીદાર એહવી ખરેખરી આ ખલકમાં,
ભાસેછે બુલાખી મને કવિતા કે સરિતા. ૩

**કવિતા અને સૂર્યની તુલના.**

**શ્લેષાર્થ.**

પ્રકાશ કરેછે પરોપુરણ [4]પ્રભાવ સુધા,

---

૧ એ બાબત બે મતછે. કેટલાક કાઠિન્યાર્થને પસંદ કરી પોતાના લાભમાં કેહેછે કે "દુર્ગ કાવ્ય કુસુમાંકુ કુચ, ઊખ કઠોર ત્યૌ સાર; (કિલ્લો, કવિતા, કોહોળું, ઉરોજ,ને શેલડી કઠણ સારાં) અને કેટલાકનો મત હીરાચંદ કવિના કેહેવા પ્રમાણે" "શબ્દ શુદ્ધ રચના સરલ,પ્રગટ અર્થ વર રીતિ; અલંકાર ગુનસોં ભરી,સુનતહિ ઉપજે પ્રીતિ (સુંદર રીતની ખુલ્લા અર્થવાળી, સરળ અને શુદ્ધ શબ્દ રચનાની અલંકારના સમુહથી ભરેલી કવિતા પ્રીતિ ઊપજાવેછે," આમછે. મારો મત એ બન્નેથી નોખોછે તે એવી રીતે કે કવિતા સમજવામાં સરલ પણ અર્થમાં તો ઊંડીજ જોઇએ.

૨ પાણી અથવા કાવ્યરસ. ૩ ઉષ્ણતાનો ઉતાપ અગર પરિતાપ.

૪ પ્રભા વસુધાની ( પૃથ્વિની શોભા ).અગર પ્રભાવ સુધાનો ( અમૃતનો ઝરો ).

[1]દીન સરીખાની દિપ્તી તેનાથી દેખાય છે;
ઊંચે સ્થળે [2]આભલામાં, રાજીને આનંદ આપે,
[3]સોમનુ તો તેજ જેને દેખતાં દબાય છે;
વસુમતી[4]ને વધારે અધીક આબાદ કરે,
[5]નલીનને નેહથી ખિલાવી ખુશી થાય છે;
[6]દ્યુતીવાન દેખવામાં મૂજને ખુલાખી આવે,
કવિતા, સવિતા સૌને સુખદ સુહાય છે. ૪

## કવિતા અને માની સરખાઈ.

### શ્લેષાર્થ.

[7]મિષ્ટરસ અરપીને મનને મગન કરે,
સંભાળ પ્રજાની લેવા કાળજીમાં કેવી છે;
દીલમાં ડરાવી અને અનિતિથી દૂર રાખે,
દુખ દુર કરવામાં તતપર તેવી છે;
પુન્ય [8]પદ પરમ, એ, મરમ વિરલા લહે,
કરમ કલ્યાણકારી, દૈવતમાં દેવી છે;
એવી ખુબીદાર, સેવી તો સરસ ફળ આપે,
જેવી તેવી નથી કવિતા જનીતા જેવી છે. ૫

## સુકાવ્ય પ્રસંશા.

### સંદેહાલંકાર.

[9]રત્નાકર રસતણો રૂડો કવિતાને કહું,
સુજસનો વાવટો કે સ્નેહથી ઉચારીએ ?
અમૃતનો અઢળક [10]અંબાર સુ કવિતા કે?

---

૧ દીન (દિવસની) અથવા દીન (દીન દરવેશ કાન વગેરે નામના કવી થયાછે તેમની). ૨ આભલામાં (આકાશમાં) અગર આ ભલામાં ( આ સારા વર્ગમાં. ) ૩ ચંદ્રનું અગર કંજુસનું. ૪ પર્થ્વીને અગર દ્રવ્ય તથા બુદ્ધીને. ૫ કમળ અગર મૂર્ખને ( ન લીન ). ૬ પ્રકાશીત. ૭ દુધ. ૮ પગ અથવા કવિતાનું પદ-ચરણ. ૯ સમુદ્ર. ૧૦ ઢગલો.

સુમાગીની સૂખડી સરસ એ વિચારીએ;
સ્વદેશની શોભાતણું સુકવિતા નાક છે કે ?
[1]વાકદેવીનું વદન ધ્યાનમાં કે ધારીએ ! !
કહેછે બુલાખીરામ સાંભળો સાહેબ તમે,
શોધી ઉપમા શી સારી કાવ્યને શૃંગારિએ. ૬

## સારાલંકાર.

ગળપણ વિબુધ ગણેછે શુદ્ધ દુધ માંહ્ય,
દૂધ થકી મદ ગળ્યું વિશ્વમાં વદાય છે;
મદ થકી શેલડી સરસ ગળી સહુ કહે,
સેલડીથી ગોળ મધ્યે મિષ્ટતા મનાય છે;
ગોળથી ગળીછે ખાંડ ખલક વદેછે એમ,
ખાંડ થકી [2]શર્કરાનાં સુ વખાણ થાય છે;
શર્કરાથી અમૃત ગળ્યું ગણે બુલાખીરામ,
અમૃતથી ગળી પણ કવિતા સદાય છે. ૭

## પુનઃ સ્ત્રી, સોનુ, ફુળ, કિર્તિ અને કવિતાની તુલના.

હૃદય રિઝાવનાર, શોકને સિઝાવનાર,
ભીતર ભીજાવનાર સૂખનો વિરામ છે;
હોય જો સુ [3]વાસમાં તો, અધિક હુલાસ આપે,
દૂર હોય ત્યારે દીલ દહન તમામ છે;
સકળ સંતાપ હરે, આપનો પ્રતાપ એર,
દુનિયામાં દેખો એવા કોણનો દમામ છે;
કિરતી કનક કામની, કુસુમ[4] ને કવન[5],
કેવું એહ પાંચવાનાંતણું રમ્ય કામછે. ૮

## અનન્વયાલંકાર.

માણીકથી મૂલ ભારે, [6]તરણીથી તેજ ભારે,
મધથી મિઠાસ ભારે, સુકાવ્યની સારી છે;

---

૧ સરસ્વતીનું. ૨ સાકરનાં. ૩ ઘરની અંદર અથવા સુગંધીમાં.
૪ ફુલ. ૫ કવિતા. ૬ સૂર્ય.

ભલકો ભાલાથી ભારે, વેદથકી ભેદ ભારે,
કુંજથી કુમાશ ભારે, માત્ર મોહકારી છે;
વીજથી અસર ભારે, સીતળ શશીથી ભારે,
અગ્નીથકી આંચ ભારે, પ્રેમદાર્થાં[1] પ્યારી છે;
હીતુથી હીતેચ્છુ ભારે, મ્હોટાઈ મેરૂથી ભારે,
કવિતા તે કવિતાજ! એની શોભા ન્યારી છે. ૯

## કાવ્ય ઉત્પતિ કથન.

### બહિર્લાપિકા કવિત.

[2]કનકનો અગ્ર ભાગ, કાન્તિ આણવાને લીધો,
[3]સવિતાનો મધ્ય ભાગ સુ પ્રકાશ અરથે;
[4]ગીતા તણો અંત ભાગ, જ્ઞાન આપવાને લીધો,
કવિતા ત્રિવર્ણિ કરી કામા કો સમર્થે;
આવું નામ આપવામાં, અરથ સમાયો ભારે,
તેની કેમ હોય આવી તૂલના તે વ્યર્થે;
મોજતણું મંદિર એ, સુંદર કવિતા સારી,
ફુગી દુઃખ અંદર દુઃખી કવી તદરથે. ૧૦

## કલ્પના શકતી.

મગજથી ઉત્પન થઈ તું મતીમંતતણા,
બીજાના મગજમાં વશી આનંદ આપેછે;
સારે રસ્તે સંચરીને બીજાને સુબોધ આપે,
છબીમય છાપ છટાવાળી તારી છાપેછે;
કવિઓને પન્ડિતોની કદર કરાવી કેવી,
અમર કરીને તેનો સ્થીર યશ સ્થાપેછે;
આશકતી ભકતીમાં તારી કલ્પના શક્તિ મેં ધારી,

૧ બેધુકો મન બેધહી, વે કામનિ કવિઓર. (પ્રવિણ સાગર)
૨-૩-૪ કનકનો અગ્ર ભાગ એટલે "ક" સવિતાનો મધ્ય ભાગ "વિ" ગિતાનો અંત ભાગ "તા" એ લઈને કવિતારૂપી ત્રણ વર્ણની ખુબ સુરત સ્ત્રી કરી છે,

આદ્યશક્તીથી વિશેષ શક્તિ તારી આપે છે. ૧૧

### ઉલ્લેખાલંકાર.

દવા જેવી દરદીને ગંડુને સુ ગુરૂ જેવી,
ભુતળમાં ભોગીને તો ભામનીના જેવી છે;
સમશેર સરખી તે શૂરને સુહાય સારી,
કવિને તો કલ્પ વૃક્ષ, દયાળુને દેવી છે;
અદાતાને અરી જેવી, ધજા જેવી ધરમીને,
સરોવર ગણી ઝીલનાર જને સેવીછે;
ભીતરના ભાવ તુલ્ય દરસન દે જનોને,
બુલાખી કવિતા એતો બહુ રૂપી તેવી છે. ૧૨

### કવિતાનો ઉપયોગ અને કવિતા ઉપર કવિનો પ્યાર.

સુકવિતા સાંભળવા સ્રષ્ટાએ કર્યાછે કાન,
ગરદન આપી રીઝી રાગને હલાવવા;
સુકવિતા ગાવા કાજે ગ્રીવામાં રસના રચી,
આપ્યા કર તાળ તેના મારીને ખુશી થવા;
સુકવિનાં દર્શનને કાજે આદરીછે આંખ,
એમ જગદીશે અવયવ આપ્યા જુજવા;
માનવ થઇને ઉપયોગ નવ એનો કરે,
દાનવથી માનવ એ બુરા બહુ માનવા. ૧૩
પંકજમાં *ષટપદ્ પૂરણ પ્રમોદ ધરે,
ચંદ્રતણી ચાહ ચારૂ ચીતમાં ચકોરછે;
મીન મન મોહ માને, મેઘ પુષ્પ મળે મહા,
દીલ ખુશી દાખે નટ દેખી દિવ્યદોરછે;
વસંતવિહારને વિલોકીને વાસંતી રીઝે,
ઘાટ ઘટમાં મયૂર ઘટા ઘનઘોરછે;
કામીના કલેવરમાં કામની કરેછે વાસ,
કવિતા તો કવી કેરા કાળજાની કોરછે. ૧૪

* ભમરો

## કવિ અને સોનીની તુલના.

### શ્લેષાલંકાર.

સરસ સરસ સુ વરણના* શૃંગાર રચી,
મમતથી મચે નિજ ધંધામાં સવારનો;
ગુંથી ગુંથી [1]ગુંથણી અનેક ઘાટ ઘડ્યાં કરે,
હરી[2]પર હેત પંથ દાખવે ઉધ્ધારનો;[3]
સૃષ્ટિને શોભાવા ને લોભાવામાં હઠે ન પાછો,
સારા સારા છંદ[4] રચે સ્વતંત્ર વિચારનો;
કહેછે બુલાખીરામ સાંભળો સાહેબ તમે,
એક છે ધરમ કાવ્યકાર સ્વર્ણકારનો[5]. ૧૫

## કવિ અને ચિતારાની તુલના.

ચિતરે ચિતારો છબી કોઈ સરદાર તણી,
નામ ઠામ જોયા વીણ સ્હેજ ઓળખાયછે;
એમ કાવ્યકાર વરણન કરે જનનું કો,
વાંચી વરણન તેની મૂરતી વંચાયછે;
ચિત્રકાર આંખનેજ આનંદ પમાડે ફકત;
કાવ્યકાર થકી મન શાન્ત તો પમાય છે;
કીધ નીરધાર મારા મનના મોઝાર, ચિત્ર-
કાર કાવ્યકાર એક હારના ગણાય છે.૧૬

## કવિ અને સૂર્યની તુલના-રૂપકાલંકાર.

પુસ્તક રૂપી પ્રકાશ પૃથ્વીમાં પ્રસિદ્ધ કરે,
અંધારૂ અનિતીનું તમામ દેશનું હરે;
કીરતીનાં કીરણ ફેલાવે કોટી જન મધ્યે,

---

* સોનાના અથવા સારા અક્ષરના.

૧ અનેક દાગીનાની ગુંથણી અથવા કવિતાની ગુંથણી.

૨ સોનું અથવા ઈશ્વર. ૩ ખરચનો અથવા મોક્ષનો.

૪ એક જાતની ન્હાની ચીપની ચૂડિયો જેને છંદ કહેછે તે; અથવા વૃત્ત. ૫ સોનીનો.

તિવ્રતાનું તેજ જેના મુખ્ય પર તો તરે;
ન્હેમી જુના રાહુ અવલંબી[1] અવરોધ[2] કરે,
તેની જોડે બાહુ બીડી દેશતથી ના ડરે;
આમ જેનાં કામ આઠ યામ છે બુલાખીરામ,
રવિરાજ[3] થકી કવિરાજ શામાં ઉતરે.!! ૧૭

## કવિ અને તપસ્વિની તુલના.

### કવિત્ત મનહર.

એક ચિત્તે કવિ જ્યાં વિચારમાં ગુંથાયો હોય,
ધ્યાનીની સમાધી તેને ધારૂંછું હું ધ્યાનમાં;
ગાઢી [4]ઘન ગગડાટ, ગરજના તોપતણી,
તેનું પણ ધ્યાન નહી જેને રહે તાનમાં;
પૂજે કોઈ પુષ્પથી કે [5]અસીથી વિદારો કોઈ,
બાહ્ય દૃષ્ટી બંધ કરી બેઠેલો બેભાનમાં;
દરશન કરવાને મૂજને કો લેઇ જાઓ,
એવા મહામુની કવિ જનના મકાનમાં. ૧૮

## કવિ અને વકીલની તુલના.

કુદરેતતણા કાયદાઓના કાનુન વાંચી,
ભાષણ ભણેછે ભલુ લોક લાભ કારણે;
[6]અસીલના ઊપર તો આદરે અધીક પ્રીતિ,
લુચ્ચાને લફંગા જનો દેખી ડરે બારણે;
સ્નેહથી સ્વતંત્રતાના પેશાને પસંદ કરે,
કીરતીની કોરટમાં ઘુમે ધીર ધારણે;
કહેછે બુલાખીરામ સાંભળો સાહેબ તમે,
વાર વાર જાઊં એ વકીલ કવિ [7]વારણે. ૧૯

## કવિ અને શૂરવીરની તુલના.

સરસ હરષ થકી સુધારાનું સૈન સજી,

---

૧ વળગીને ૨ અડચણ. ૩ સૂર્ય. ૪ વરસાદ.
૫ તરવાર. ૬ કુલ અથવા ગરીબ. ૭ ઓવારણે.

ધીરજને હિમ્મતની ઢાલ ધરી ધ્યાનમાં;
વિવેકનો વાવટો સુજસનો ડંકો વગાડે,
નીપુણતા રાખે વળી ન્યાયના નિશાનમાં;
સત્યતાનું બખ્તર, ટેક તણા ટોપમાંથે,
દળવા કુચાલ દૈત ધુમે [1]ધમશાનમાં;
કલમની [2]કરવાલ પકડી ખુલાખી જય,
કરે દ્વંદ યુદ્ધ કવિ કાગળ મેદાનમાં. ૨૦

## કવિ અને રાજા.

### સંવાદ કવિત.

રાજ કવિરાજને વિવાદ એક દીન થયો,
કવિ કહે તમો થકી હું શ્રેષ્ટ તો સવાયોછું;
તું પ્રબળ રોષતણું, હું પ્રબળ [3]કોશ તણું,
રતીનો તું જાયો તો હું મતીનો ગવાયો છું;
બીવરાવે બંધ થકી, તો છળાવું છંદ થકી,
તું સુવિત્તથી તો, હું, કવિત્તથી પંકાયો છું;
કુશળ તું દાવમાં ખુલાખી તો હું કાવ્યમાંછું,
જો તું મહિરાજ કવિરાજ હું કહાયોછું. ૨૧

## કવિ અને ખેડુતની તુલના.

મનુષ્યના મનરૂપી ખેતરને કેળવીને,
હીતતાનું હળ તેની અંદર તો ધારેછે;
વિવિધ વિદ્યાનાં બીજ, વાવે તેની માંહ્ય રૂડાં,
સુનિત્તિનું સિંચી જળ વૃક્ષને ઉધારેછે;
અનિતિ ઉધેઇ બેસે, તેને છાંટે બોધ ક્ષાર,
આશપાશ સુવિચાર વાડને પ્રસારે છે;
અવગુણ રૂપી અન્ય સુડાને ઉડાડી મેલ,
સુકવિતો [4]કૃષિકારની ગરજ સારેછે. ૨૨

---

૧ લડાઈ. ૨ તલવાર. ૩ શબ્દકોષ, અમરકોષ, હિમકોષ વિગરેનું. ૪ ખેડુત.

### કવિ અને બ્રહ્મા.

ઘડી ઘડી ઘાટ ઠીક ઠાઠ માઠ આદરીને,
કલ્પનાનું કલેવર કવિયો બેસારેછે;
દેખી દેખી દેહનાં દુષણ સહુ દૂર કરે,
સારા સારાં ભુષણ તે શરીરમાં સારેછે;
આપીને આશીરવાદ અમર કરેછે તેને,
સજ્જન એને કવીતા નામથી સ્વિકારેછે;
વિધીનાથી બુદ્ધિના નિધાનની બુલાખીરામ,
કવિઓની કાંઇ પણ કળા તુલ્ય ક્યારેછે.!! ૨૩

### સુકવિસ્થળ.

માયાની તો છાયા જ્યહાં મનપર પડે નહી,
શાંતતાતણો સમીપમાં સદા સુવાસછે;
પરવા ન પોતે ધારે પામર શ્રીમંતતણી,
પરમ જ્યાં જ્ઞાન તણો પૂરણ પ્રકાશછે;
નિવૃતીનાં નિશાનો, નમી નમી કરે પ્રણામ,
પોતે મહા ધ્યાનમાં ન હુલાસ ઉદાસ છે;
ઉત્તમ ઉદ્યાનમાં કે સુંદર સરીતા તટે,
સુકવિ કે સુખદ મુનીતણા આવાસ છે. ૨૪

### કવિ કોને કહેવો.*

વંશીરૂપી નાદ કવિરાજનો વિષાદ હણે.

* આ કવિતમાં કવિ કોને કહેવો તેની વાખ્યાછે. તે એવી રીતે કે જેનામાં વંશીધર એટલે વાદીનો, ચમકનો, સુરજનો અને પારસમણીનો એ ચાર ગુણ હોય તેને કવિરાજ કહેવો. વાદી જેમ પુંગી વગાડી સર્પને ડોલાવેછે, તેમ પોતાની કવિતા રૂપી મોરલીથી લોકોના દીલરૂપી નાગને ડોલાવી શકે; ચમક જેમ લોહડાને આકર્ષણ કરેછે તેમ લોકોના હૃદયરૂપી લોહાને કવિતારૂપી ચમકથી આકર્ષે; જેમ સૂર્ય કમળને પ્રફુલ્લિત કરેછે તેમ લોકોના હૃદય કમળને સ્વરરૂપી સુર્યથી ખીલાવે; અને પારસમણી લોહાને જેમ સોનું કરેછે તેમ લોકોના અજ્ઞાનતા રૂપી લોહાને ગુણરૂપી સુવર્ણથી (સોનુ અગર સારાવર્ણના બોધથી) પ્રકાશીત કરે એવી ચાર જેનામાં શક્તિ હોય તે કવિની ઉપમાને યોગ્ય છે.

સાંભળતાં લોક ઘોક જ્યારે ડોલે જેહથી;
ચોટે લોહ ચીત ઝડ, ઝમક ચમક માંહી,
સુર્ય સ્વર કુંજ કાળજાને ખોલે નેહથી;
પરસી પારસમણીરૂપી રૂડી નીતિ નેટ,
સુવરણ કરે પ્રજા લોહ ગુણ ગેહથી;
વંશીધર, ચમક, સુરજ, પારસમણી એ,
ચારે ગુણ જાણુ કવિરાજ કહો નેહથી. ૨૫
વિચરી ભરી સભામાં ભરીત સરસ રસ,
વીનોદ કરેછે કવી કવીતાની વાણીએ;
સાંભળતાં શ્રોતા જનને રિઝાવે સ્હેજ માંહી,
હરખમાં ગરક કરે કવિ પિછાણિએ;
ધરે નહી ધ્યાન અને કાન કવિતાની માંહી,
અરસિક શ્રોતા તણો એતો વાંક માનીએ;
કાન તેમ ધ્યાન ધરવા છતાં બુલાખીરામ,
ડોલે નહી ડોકતો કવી શાનો વખાણીએ.? ૨૬

**કવિ શક્તિ વર્ણન.**

કોઇ સમે પાતાળમાં પ્રવેશ કરેછે પંડે,
રસાતળ સુધીની ખબર ખોળી લાવેછે;
આકાશમાં આગમન કરેછે બુલાખી કયારે,
સુર્ય શશી કેતુની, શોભા તે જોઇ આવેછે;
ગિરિ ગહવર વન, અરણવને અરણ્ય,
પલકમાં પેખી પંડે બીજાને બતાવેછે;
જાદુ આઇ જાલમ એ માલુમ કવિની કૃતિ,
જાણીને પ્રાણીને તે નવાઈ પ્રગટાવેછે. ૨૭
ખરેખરા પાણી તણા [1]ખોટ ઉડતા જ્યાં હોય,

---

[1] શેકસપીયર અને કેટલાક ઇંગ્રેજી કવિઓ પણ કવિની આવીજ વાખ્યા આપેછે કે જેમાં કાંઈ નથી તેમાંથી કાંઈ પણ કરી શકે છે તેનું નામ.કવિ. આપણો શામળ એ વાતને ટેકો આપી કહેછે કે,"કચ્યું કથે તે શાનો કવી." મતલબ કે નવું કરવાની જેનામાં શકતી હોય તેજ કવિછે!

પાણીથી ભરેલા ત્યાં સમુદ્ર તો બનાવેછે;
ઉજ્જડ વેરાન જ્યાં, અરણ્ય ભયભીત હોય,
વાસી સ્હેર માનવીની વસ્તી ત્યાં વસાવે છે;
આકાશમાં બાંધેછે ઈમારતો અનેક મોટી,
રેતી તણા દંડ મધ્યે, નાવને ચલાવે છે;
જાદુઆઈ જાલમ એ માલુમ કવિની કૃતિ,
જાણીને પ્રાણીમે તે નવાઈ પ્રગટાવે છે. ૨૭
મ્હોટા મ્હોટા સુવર્ણના* મ્હેલ બાંધે સ્નેહ થકી,
સ્ફટિકને મોતી થકી ભીંતો શણગારે છે;
માણેક તણા મિનારા, પુંખરાજના ફુવારા,
અને હીરાના ઓવારા, બનાવી બેસારે છે;
ઇન્દ્ર ભુવનથી આણી મુકે અપ્સરાઓ રૂડી,
ક્યારેક વૈકુંઠ આણી અહ્વર ઉતારે છે ! !
પૈસા કે પ્રબળનો ન પડે ઉપયોગ તોય,
ભારતિની ભાવના શી કવિપર ભારે છે!!! ૨૮
આકાશમાં આગમન કરેછે જરૂર પણ,
પાંખ કે વૈમાન એને જોઇતાં નથી વડાં;
પાતાળમાં પ્રયાણ કે પ્રવેશ કરેછે જ્યારે,
પંડે કામમાં ન લે કોદાળી કોશ પાવડા;
ગીરીવર ગમનને સારૂ નવ સીડી શોધે,

---

* શામળ જેવા લ્હેરી ને ઉદાર કવિએ તો આવું સોનું રૂપુ અને સ્ફટિક પોતાની કવિતાના મકાનમાં મબલક હાથે ઉદારતાથી વાપર્યુંછે. લંકાનું વર્ણન જુવો. "સાત સોનેરી કોટ અધિક એક જોજન ઊંચા" "સ્ફટિકમણિની પોળ" વીગરે; વળી નંદદાસ કવિ કહેછે કે "જાંબુનદકી ભીંતિ અરૂ, માનિક ગચ છબિ દેત; જ્યહાં ત્યહાં નરનાર સબ, ઝાંઈ ઝુકી ઝુકિ લેત." ૧ એ પ્રમાણે આવાં ભવ્ય મકાનો કરવા છતાં પણ તેવા કામમાં કવિઓને પૈસાનો કે જોરનો તદન ઉપયોગ પડતો નથી.!!!

મથવા સમુદ્ર નહીં માગે બોટ નાવડાં;
વાણી દેવીની વિશેષ મ્હેરબાનીથી બુલાખી,
કવિ સ્હેજ કરવા સમર્થ કાર્ય આવડાં. ૨૯

રજની બતાવે દીને, દીનમાં બતાવે રાત,
સાંજરે બનાવી તે સવાર દીલ ઠારે છે;
બપોરે પ્રભાત ભલી ભાત તે બતાવે વળી,
ઉનાળે ચોમાસુ કરી અંદેશા નીવારે છે;
રજનું બનાવે ગજ, ગજ તણું રજ કરે,
રાશભનું માણસ રૂડું કરી બેસારે છે;
કહે છે બુલાખીરામ સાંભળો સાહેબ તમે,
જાદુગર થકી કવિ તણું જોર ભારે છે. ૩૧

**"જ્યાં ન પહોંચે રવી ત્યાં પહોંચે કવિ."**

કવિત્ત મનહર.

કાલીંદીમાં[1] કૃષ્ણ તણો કંદુક[2] પડ્યો તે કાળે,
ઝંપલાવ્યું જગજીવને[3] તે જળની મહીં;
પેશીને પાતાળ માંહી ભાળ કાઢી બ્યાળ[4] તણી,
નાગકન્યા નવલ ધવલ દિંગ થૈ રહી;
વીરચ્યું છે વરણન એ તકે કવિયે[5] વાહ !
નીરખ્યા વગર ખરી કલ્પના કરી સહીં;
અવલોકી ખાતરી થઈ બુલાખીરામતણી,
કવિની મતીની પાસે રવિની ગતી નહીં. ૩૨

**સુકવિ મહત્વ.**

વીરચે જો વીર રસ, બ્યંડળને શૂર ચડે,
આદરે શૃંગાર તો વેરાગી રાગી થાય છે;
ભયાનક ભટ્ટ તણું, ચિત્ત ભડકાવે ભટ્ટ,
હાસ્ય રસે રોતુ માનવી તે હરખાય છે;

---

૧ જુમનાં નદીમાં. ૨ દડો. ૩ કૃષ્ણે. ૪ શેષ નાગની.
૫ પ્રેમાનંદ કવિએ (નાગ દમણમાં).

રૂવે કરૂણાથી વૃક્ષ, રૂદ્ર રસે વ્યાપે ક્રોધ,
વર્ણવે બિભત્સ તો કંટાળી ચિત્ત જાય છે;
અદભૂતથી નવાઈ નિધિમાં ન્હવાય જ્યારે,
એતે કાવ્ય અને કવિ બુલાખી કહાય છે. ૩૩

[1]નભ રૂપી રાજધાની મન માની નિરમાંને,
ઈંદુ[2] ભૂપ ગાદીએ ચઢ્યો રવી હરાવીને;
ભ્રાન્તી ભાગી ભુતળની, કાન્તી શશીની સોહાવી,
ઠીક ઠંડા કર[3] આશપાશ તો ઠરાવીને;
આશપાશ ઉડગન[4] અન્ય છે બુલાખી એ તો,
જાણે આશપાશ ફોજ દીધીછે જમાવીને;
ચિત્ત ચહો [5]મંગળ સુ[6]બુધ [7]ગુરૂ એવા ગ્રહ,
સેવામાં તેડાવ્યા [8]કવિ જેવાને બોલાવીને. ૩૪

શરીરનો શણગાર, એતો સારી સુંદરી છે,
રૂડો શણગાર નભ-તણો તેતો રવી છે;
દેવળનો શણગાર, દેવ તણી પ્રતીમા છે,
નૃપ તણો શણગાર, રાજ્યનિતી નવી છે;
નરતણો શણગાર એતો રૂડી નમ્રતા છે,
જાણે ન અજાણ જાણે જેહ અનુભવી છે;
કહેછે બુલાખીરામ સાંભળો સાહેબ તમે,
સ્વદેશનો શણગાર એતો સારો કવિ છે. ૩૫

ભારતનું ભરત કરત કોણ કવિ વિના,
રસનું ભરેલું રામાયણ રચી જાત કોણ;
મોટાં મોટાં મહાકાવ્ય પંચતંત્ર [9]કાદંબરી,

---

૧ આકાશ. ૨ ચંદ્ર. ૩ કીરણ અથવા વેરો. ૪ તારા. ૫ મંગળ (રૂડું અથવા મંગળનો તારો). ૬ બુધ (બુધનો તારો અથવા પંડિત). ૭ ગુરૂ (મ્હેતાજી અથવા બ્રહસ્પતી). ૮ કવિ (કવિશ્વર અથવા શુક્રનો તારો). ૯ આ ઉપમાની ગ્રંથ બાણભટે કરેલ છે.

[1]પૃથીરાજ પુનિત પ્રવિણગ્રંથ[2] ગાત કોણ?
[3]નાઈટ જેવી કીતાબો નવલ રચત કોણ?
ઈલીયડ આદિ કાવ્ય કરત પ્રખ્યાત કોણ?
કવિ વિના સ્વરગ પાતાળદેવ દૈતતણી,
વિશ્વમાં વખાણત બુલાખીરામ વાત કોણ? ૩૬
કવિ વિના સ્વરગની, શોભા ઝાંખીઝપ પડે,
સૂરની શભામાં પણ, તેને સનમાન છે;
નભ મંડળમાં કર્યો, શશીએ કવિ દિવાન,
[4]કવિ વિના કોણતણું કયારેય કલ્યાણ છે;
કુદરત દુનિયાંને શણગારે છે સદાય,
તેને શણગારનાર સુ કવિ નિદાન છે;
‡ નરકમાં એ કવીનું સ્થળ શોધી કહાડે જેહ,
એમને બુલાખીરામ જાણવા હેવાન છે. ૩૭
શરીરનું આયુષ્ય છે, સૃષ્ટીપતી તણે હસ્ત,
વિશેષ તો સો વર્ષ જીવે છે જગતમાં;
મનુષના મરણ પછી ન યાદ આણે કોઈ,
કેવો કોણ કયારે હતો પ્રાંણીની પંગતમાં;
આબરૂનું આયુષ તો કવિઓને હાથ સદા,

---

૧ પૃથીરાજ રાસો. ૨ પ્રવિણ સાગર. ૩ આરેબીયન નાઇટ.

૪ એટલાજ કારણથી રાજ્યનિતિવેત્તાઓએ રાજ્યનિતિમાં આઠમું અંગ કવિનું ગણ્યુંછે.દેશી રાજ્યોમાં જ્યાં જ્યાં કવિઓ દિવાન હતા ત્યાં તેમના રાજ્યની આબાદી કરી શક્યા છે. જૂનાઘઢના નામીચા દિવાન રણછોડજી અમરજી પણ કવિ હતા. તેમની કીર્તિ હજુ અચળ છે—તેમ હિંદુસ્તાનનો માજી પ્રતિનિધિ ગવરનર લોર્ડ લીટન પણ થોડો કલ્યાણકારક નહોતો.

‡ કેટલાએક મૂર્ખ માણસ કવિને માટે કેહેછે કે "કવિ ચિતારો પારધી, વળી વિશેકે ભાટ; ગાંધી નર્ક સીધાવિયા, વૈદ્ય બતાવે વાટ". એવા મુર્ખ લોકોની બાબત આ કવિત છે.

આવરદા એનો અતિ લાંબો છે અગતમાં;
વાંચો આજ વિશ્વમધ્યે વિચિત્ર પ્રકારે રહી,
વિક્રમને ભોજતણી વારતા વિગતમાં. ૩૮

## કવિતા અને કવિ પ્રસંશા.

આનંદના મેદાનની અંદર બુલાખીરામ,
વિનોદનો બગીચો કવિતા રૂડી જાણીએ;
રૂડાં તેની માંહ્ય વૃક્ષ સુકવિરૂપી શોભે છે,
[1]ધારાધર [2]ધની પોષે ધનરૂપી પાણીએ;
[3]મોજતણાં બેસે ફળ, સ્નેહે તે સુજાણ પામે,
[4]ગાયક મયૂર મેના શોભે સુખદાની એ;
સાજ વાર્ણાદિનીતણો વર્ણવતાં ખૂટી પડે,
કવિતાને સુ કવિને કે રીતે વખાણીએ ?! ૩૯
ઉષ્ણકાળે કરે વરણન વરષા રૂતુનું,
ઝરમર ઘન વીજ સહીત જણાય છે;
સીતતણી ગાય બલીહારી જ્યારે પ્રીત થકી,
શીતળ સમીર વહી ટાં'ડ જાણે વાયે છે;
ગ્રીષમથી અધિક ઉતાપ થાય અંગમાહી,
ઠંડક થવા ફુવારા છૂટતા જણાય છે;
અસત્યને સત્ય કરી દાખવે જરૂર જ્યારે,
એતે કાવ્ય અને કવિ બુલાખી કહાય છે. ૪૦
સુ કવિતા શોભે [5]અમરાઈતણું એક વન,
સુ કવિઓ એનાપર કોકીલ સુહાય છે;
સુ કવિતા શોભે શુભ ઘનતણી ઘોર ઘટા,
સુ કવિઓ મોર જેવા સોર કરી ગાય છે;
સુ કવિતા મનરંજ [6]કંજતણો ગંજ ખાસો,
સુ કવિ ભ્રમર ભાવ ધરી લપટાય છે;

---

૧ વરસાદ. ૨ શ્રીમંત લોક. ૩. આનંદનાં. ૪ ગવૈયા લોકો. ૫ આંબાનું. ૬ કમળ.

સ્વચ્છ છે [1]સલીલ સુ કવિતા તો બુલાખીરામ,
સુંદર સુ કવિ [2]સર તેમાં છલકાય છે !! ૪૧

## કવિ કરેલો થતો નથી.

[3]કેકી કેરા બાળનો જનમ થાય તેહ કાળે,
ચિતરવાને ઈંડા ચિતારો ત્યાં જતો નથી;
જનમતાં કરી કુંભ તોડી જય કરવાનું,
[4]કેસરી કિશોર વયે જ્ઞાન સજતો નથી;
[5]પ્રયુરોમાં પ્રગટ થતાં પ્રવાહ માંહ્ય તરે,
એને કોણ બોધ આપે તેહનો પત્તો નથી;
માનવી અનુભવી લહે છે એમ મન મધ્યે,
કોટી કાળે કવિ તેમ કીધેલો થતો નથી. ૪૨
રચી જાણવો સુ *રાગ બાંધી જાણવી સુ પાઘ,
પારખામાં બેસે છબી પુન્યની કે પાપની;
મનમાં સરત બેસે ન્યાયતણા માપતણી,
પ્રીછવી પ્રવિણતા તો તસ્કર પ્રતાપની;
તરવાતણો ને વળી †તંતરવાનો તમાશો,
નીરખવી નાડી ખરી ખુબી જેમ આપની;
કહેછે બુલાખીરામ સાંભળો સાહેબ તમે,
શીખી નહી આવડે એ અષ્ટકળા આપની. ૪૨
પ્રાસ અનુપ્રાસ આશપાશ કવિતામાં આણ્યે,
સુકવિની ગણનામાં ગૂણ ન ગણાય છે;
મોટા મોટા નામ તણા છંદના પ્રબંધ બાંધે,

---

૧ પાણી. ૨ તળાવ. ૩ મોર. ૪ સિંહ. ૫ મચ્છ.

*"રાગ પાઘ ને પારખું, નાડી ને વળિ ન્યાય; તરવું તાંતરવું ને તસ્કરવું, એ આઠે આપ કળાય." તેમાં રાગ એટલે રાગને આ-આ-હ-હ કરીને ગાવો એને આપ કળા તરીકે ગણવામાં આવે છે, તેમ નહી પણ રાગ એટલે રાગને ઉત્પન કરવામાં જે કવિત્વ શક્તિ તેજ આપ કળા છે એમ હું સમજુંછું !! † તાંત્રિક કળાનો.

જીવવાળી કવિતાની જુક્તિ ન જણાયછે;
મરડી મચરડીને મનસ્વિ અરથ કરે,
માઘ જેવા મહાકવી એ નહી મનાયછે;
પ્રભુની પ્રસાદી સાદી સાંપડે સ્વાદિષ્ટ જ્યારે,
[1]શેખશાદી જેવી [2]શાદી કવિતાથી થાયછે. ૪૩

### કવિની યાદદાસ્ત.

સુંદર સુજાડે બોધ, ક્રોધ તનનો નિવારી,
ભાવ રાખે ભીતરમાં ભલી જેવી ભગની;
કીરતી અપાવે અતી, ફરીને બ્રહ્માંડ માંહી,
વિશેષ જણાવે વ્હાલ વ્હાલેશરી વગની;
દૂર હોય દાસ થકી, પણ દે બોલાવી બોલ,
પોચી વળે પલકમાં પાર સ્વર્ણ [3]નગની;
કહેછે મુલ્લાખીરામ સાંભળો સાહેબ તમે;
યાદ શકતી કવિની કે આદ્ય શક્તિ જગની. ૪૪

### કવિ જાતિ વર્ણન.

અક્ષર અરથને મચરડીને ઓપ આણે,
ધાબિર્ણતણી કાવ્ય ઇન્દ્રવારણા સમાન છે;
પ્રાચીન સુકાવ્ય પાઠના પ્રતાપે પ્રેરે મતી,
પાઠીતણી કાવ્ય ક્ષીર નીરનો નિધાન છે;
પ્રાસાદિક કવી નીજ, કલ્પના ચલાવે નવી,
પ્રસરે સુવાસ તેનો કસ્તુરી પ્રમાણ છે;
જગતમાં જાહેર ક્યાં શાયરછે આજ સારા,
આજ વેશધારી "*વર્સિફાયર" નિદાન છે. ૪૫

### કવિ કૃતિ.

પૃથીપાળ પ્રતાપી પ્રતાપવંત પૂર વાસી,
નવીન રચેછે કોટ કીરતીનો નામનો;

---

૧ ફારસીમાં ઉત્તમ શાયર થઇગયોછે. ૨ લગની. ૩ મેરૂ પર્વતની.
* ઈંગ્રેજીમાં જેને માત્ર પ્રાસ જોડનાર કહેછે એવા.

નવો હોય ત્યાં સુધીતો નૌતમ નિરખીએ તે,
જીરણ થયાથી નિરમાલ્ય રહે નામનો;
થાય નહીં જીરણ કે અજીરણ આને કાંઈ!
અ જીરણ આપ રહે દૈવતે દમામનો;
તોડયો નહીં તૂટે અને, ફોડયો નહી ફૂટે એવા,
કવિયો કરેછે કોટ કીરતીનો કામનો. ૪૬

## કવિ ધર્મ.

### રાજા અને કવિના ધર્મની તુલના.

સ્વદેશના સારૂં જે હમેશ સારાં કામ રચે,
દેશને વિશેષ બેશ જેહ લાભકારી છે;
ભળાવીને ભીતિ અનિતીથી નિત્ય દુર રાખે,
સ્વતંત્ર સદાય રહી, સુનિતી સ્વિકારી છે;
હોંશીલો હરેક વાતે સંતોષીને નીરદોષી,
પ્રભુપદ પ્રીતિ રૂડી રીતિ ચીત્ત ધારીછે;
સત્યગૂણ યુક્ત એહ નૃપના નૃપત્વની ને,
એ કવિના કવિત્વતણી તો બલિહારી છે. ૪૭

સારી વાત સરસ શોભાવીને શૃંગારી કથે,
ખરેખરી ખોટી વાત જેને મન ખારીછે;
કહે તે પ્રમાણે કરી, બતાવા રહે તૈયાર,
સ્વચ્છતાને સાદાઇ પરમ જેને પ્યારી છે;
વિકાર રહીત ચિત્ત, ગુણી તણાં ગાય ગીત,
કાંઇ ન ભલાઇની વડાઇ અંગીકારી છે;
કહેછે બુલાખીરામ સાંભળો સાહેબ તમે,
એ કવિના કવિત્વતણી તો બલિહારી છે. ૪૮

### દાતા અદાતા વિષે. (ધનાક્ષરી)

મલીનતા મલીનની પ્રવીણતા પંડીતની,
કઠીણતા કુસતણી, દક્ષતા સુ દાનીદાન;

[1]તિવ્રતા તુરંગ તણી, ઉગ્રતા [2]અનંગ તણી,
મદતા મતંગ તણી શું શિશુ લહે નાદાન;
[3]પટુતા વિજાર વેણ ચપળતા મૃગ નેણ,
[4]વજૂતા [5]પદીક એન, બેશક બુલાખી માન;
શૂરતા સુવીર તણી, કૃરતા કૃપણતણી,
કાવ્યની મધૂરતા તે જાણશે કદરદાન. ૪૯

દાની નૃપ ભોજ ગયો, દાની નૃપ કર્ણ ગયો,
આદી એવા દાનીઓની મૂરતી કંહી ગઈ;
હેમ હય હાથી હિરા હુજરીને હોંશે દેતા,
કીરતીને નામના હજુ સુધી નહી ગઇ;
કદર કવિ પંડીત, કેરી કરતાતા કોડ,
મરદાની દાની તણી એવી તો વહી ગઈ;
પીકદાની પાનદાની [6]મચ્છર ગુલાબદાની,
નાદાની બુલાખીરામ આ સમે રહી ગઈ. ૫૦

મ્હોટા મ્હોટા મીરને અમીર કયહાં મરી ગયા,
ભારે જેની કિરતી તો ભૂમી ભરમેં રહી;
ખુબ ખાનપાન અને, કવિઓને દેતા માન,
સનમાન તણી વાત આજ મરમે રહી;
સુનિતિના પન્થરૂપી, ગ્રન્થ જે ગુંથાવતાતા,
વિચરતા વાંચી અન્ય, જન શરમે રહી;
અરેરે બુલાખીરામ, એવા કયાં અમીર આજ,
કાશમીર અને કોથમીર કરમે રહી! ૫૧

રાયને રિઝાવવાથી, થાય લીલાલ્હેર ભારે,
સાંપડે સરસ સાહ્યબી ગરાસ ગામની;
આજે જે કંગાલ, કર-ઓડતો [7]ભિખારી હોય,
દાતા બની કાલે ટાળે આપદા તમામની;

---

૧ તીખાશ. ૨ કામની. ૩ ચતુરાઈ. ૪ કઠીણતા. ૫ હીરાની.
૬ મચ્છરદાની. ૭ ધરતો.

વિશેષ નહીંતો, એને-યાચવું પડે ન બીજે,
એવી ભરતી દે કરી ભારે દામ ઠામની;
હાય ! હાય ! [1]રાય એવા, ગયાથી ખુલાખી રહી,
ત્રાંબારાય, રૂપારાય, સોનારાય નામની ! ! ! ૫૨

[2]રાણાએતો રાખવા માંડ્યાંછે ઘેર રાશભાને,
[3]ઠાકોરે ઠરાવ્યું કામ, ચોરી ને ઠગાઈનું;
રાજ [4]હવે રચવા લાગ્યા ભવાઈ ભાવ થકી,
[5]સરકારે લક્ષણ ધર્યુંછે લંપટાઇનું;
[6]ક્ષત્રિઓએ સાળ વણવાનું હવે શરૂ કર્યું,
માંડ્યું [7]દરબારે કામ મોટી મુરખાઇનું;
રાજા પદ પામ્યા [8]અવદીચ દ્વીજ રાજ આજ—
ભાખો ક્યાંથી પાકે ભક્ષ હવે કવિભાઈનું ? !! ૫૩

દેશપતી દરિદ્રની દુકાનો ખોલીને બેઠા,
ઘેર ઘેર થયા ચોર, શેરરે અનાજના;
સમજે ન મુશળ કુશળતા [9]સૌમાં જણાવે,
લાયકી લાચારિયે લખાવે લોભિ લાજના;
ગોળ ખોળ ગણી એક ગોલા સાથે દીન ગાળે,

---

૧ દરેક રાજા આવા હોયછે એમ મારો લખવાનો હેતુ નથી. હજુ કેટલાએક રાજાઓ ઉદાર અને કદરેદાન પણછે. ૨ દરબારોનું રાણાપદ હવે ગોલાએ લેઈ લઈ ગધેડાં રાખવા માંડ્યાં. ૩ રાજાનું ઠાકોરપદ કોળીઓએ લઈ ચોરી કરવા માંડી મતલબ કોળીને ઠાકોર કહેછે. ૪ ભવૈઆ. ૫ રાજાનું સરકારપદ તે ગણિકાએ ધારણ કરી છીનાળુ કરવા માંડ્યું એટલે રાંડને સરકાર પણ કહેછે. ૬ ક્ષત્રીઓએ (ખાતરીયોયે) સાળ વણવી શરૂ કરી. ૭ દરબારે મુરખાઈ માંડી એટલે મુરખને દરબાર કહેછે. ૮ ધણીને રાજાતરિકે, કહેવાનું પદ હવે ઉદિચો લઈ બેઠા છે મતલબ કે તેમને "રાજા" કહેવામાં આવે છે!! ૯ એવા એક રાજાને કોઈ ખંભાતિ કવિએ કહ્યું હતું કે "અજાહું ન આપ્સે ઈકિ તાતા થઈ નાચષો" ?!

દૈવત ન જરી દીસે, જેમાં દેશ દાઝનાં;
કહેછે બુલાખીરામ, સાંભળો સાહેબ તમે,
ગત ક્યાં ધરાક [1]ગજરાજ કવિરાજના. ૫૪
કોઈ કવી કવિત બનાવી કોઈ ભૂપ તણાં,
મળવાને ગયો યાચવા તણા વિચારમાં;
કૃપણ નરેશે લેશ કવિશ્વર તણું, સન-
માન નહીં કર્યું અભિમાન તણા ભારમાં;
કવિ ધરી કાળ તત-કાળ ઉઠી આવ્યો ચાલી,
ભૂખી ઘોડી ખોદે ભોંઈ બાંધી જ્યાં ઘોડારમાં;
ઉચર્યો તે ઠામ હામથી બુલાખીરામ, આમ,
ન ખોદ[2] ન ખોદરે ન ખોદ દરબારમાં. ૫૫

## તાડ પ્રત્યે અન્યોક્તિ.

અરે નીચા કદલીના, ઉત્તમ ઓ વૃક્ષ રૂડા,
કેટલાં વખાણ કરૂં તાહરાં વળી વળી;
આપ્યાં ફળ ઊત્તમ [3]અશન કાજે આદરથી,
અમૃત થકી મિઠાશ અધીક ગળી ગળી;
મ્હોટો મુવા તાડ મારાં છોલી નાંખ્યાં છેક હાડ,
બડાઈ બુલાખી કહે તાહરી બળી બળી;
તનનો ઉતાપ ટાળ્યો, મનનો સંતાપ ટાળ્યો,
ભાવ થકી ભેટતામાં ઠંડક ઢળી ઢળી. ૫૬

## વૃક્ષ પ્રત્યે અન્યોક્તી.

વેલા જેવા ઘેલા અનાશ્રઈ આવી વળગે જે,
તોય તરછોડી નથી છોડી દેતો તેહને;
આશ્રય આપીને તેની અધીક આબાદી કરે,
પંડના પ્રમાણે પોષી પુષ્ટ કરે દેહને;
પાંથીકને પક્ષિઓના તનતણો તાપ ટાળી,

---

१ क्रमेन्द्राणां गजेन्द्राणां ग्राहको नृपतींनपरः

૨ એનો બીજો અર્થ બદદુવા તરિકે નખોદવળજો એવો છે. ૩ભોજન.

સીતળતા કરે સુખ આપે સજી સ્નેહને;
ચીત્તમાં ધરીને આહ! રૂડો તુજ જોઇ રાહ,
લક્ષ વાર વાહવાહ વૃક્ષરાય તૂજને. ૫૭

## વ્યાસ પ્રત્યે અન્યોક્તિ.

વ્યાસ વિત્ત આશ કથા કહેવા એક ગામ ગયો,
નરઘાના નાદમાં તે સાદ ઝીણો કાડેછે;
હલાવે ગમાર ગ્રીવ* જીવમાં વિચારે વ્યાસ,
પ્રવીણ પુરૂષ માન તાળ તણું પાડે છે;
થાપ ઠીક દેવા લાગ્યો આપ તે ભુલાખી જ્યારે,
તજીને વિવેક એક બાહુક બરાડે છે;
હોળી વીતી તોય હજુ ન્હાના છોકરાની પેઠે,
રેવાદે રેવાદે શીદ નગારૂ વગાડે છે!! ૫૮
રસ અનરસ તણું અલ્પ નહી મળે જ્ઞાન,
ઘટમાં ઘેરાયો રહે ઘુમંડીના ઘાટમાં;
અપ્પટ કપટ કરી મેળવે અપાર ધન,
કુટી કુટી શીર ધન ધરે તે કપાટમાં;
સ્વારથે સગાઈ પરમારથે ન પાઈ આપે,
આંતે જાણે ખાઈ કાંતે પોઢી જાણે પાટમાં;
વિધિ[1] એવા અરસિક આગળ કવન ગાવું,
લગીર લખીશમાં લખીશમાં લલાટમાં.[2] ૫૯
મક્ષિકાઓ મથી મથી એકઠું કરેછે મધ,
ખાય નહીં પિએ નહી આખરે તે કોઈ ખાય;
ઉંદર સુરંગ ખોદે અંગ શ્રમ આદરીને,
આણીને ઉમંગ ત્યાં ભુજંગ આવિને ભરાય;
કણ કોટી પ્રયત્ન કરીને કીડી ભેગા કરે,

---

*ગળુ. ૧બ્રહ્મા. ૨ એ કવિતને "अरसिकेषु कवित्व निवेदनं ॥ शिरसिमा लिखमा लिखमा लिख." એ શ્લોક પુષ્ટી આપે છે.

મુષકનું[1] કામ પણ અંતે તો કહું સધાય;
કહે છે બુલાખી કેમ, કૃપણનું થાય ક્ષેમ,
દુનીઆનો નેમ એતો અદાતાનું એમ જાય. ૯૦

**અધમ કાવ્ય.**

દીનને દંડીને ભરી દોલત સદનમાં જે,
દોલત જે ભરી તેથી ન ભરી તે ઠીક છે;
વરીને લબાડ નારી, આદરે કંકાસ ભારી,
વનિતા જે વરી તેથી ન વરી તે ઠીકછે;
નગ્ન થઈ મગ્ન બની ગરીબને દેવા દાન,
આબરૂ જે ધરી તેથી ન ધરી તે ઠીકછે;
કાવ્યના ઉઠાવમાં જમાવ જે નરસ તણો;
કવિતા જે કરી તેથી ન કરી તે ઠીક છે. ૯૧

**નઠારી કવિતાને ગણીકાની તુલના-સંદેહાલંકાર.**

અવલોકતામાં અનાદર કરાવે અપાર,
એવી ગોઝી ગંદી ઢંગછપનો ઉઠાવછે;
હીન રસ[2] નગ્ન[3] જેમાં ભાપણ ભરેલુ ભુંડું,
જેની પાસે જન ભડવા તણો જમાવ છે;
ધુતી ખાય ધન અને દૈવતને લુંટી ખાય,
કાપે મૂળ કીરતીનું અનિતીનું નાવછે;
વદે બુલાખી વિચારી બુરાં જેનાં કૃત્ય જારા,[4]
ગણું આતે ગણીકા કે કુ કવિની કાવ્ય છે? ૯૨

**વિન્યોક્તિ અલંકાર.**

અલંકાર અંગ નહીં, રૂડો જેનો રંગ નહીં,
ઢાળ તેમ ઢંગ નહી, શોભા માત્ર નામની;
અંગમાં ઉજાસ નહી, કદમાં કુમાશ નહી,

---

૧ ઊંદર. ૨-૩ એ કાવ્યનાં દુષણ છે. તેજ પ્રમાણે ગણીકાની વાત ચીત પણ નાગી અને હીન રસ હોય છે. ૪ જારી (ચલ્લુ અથવા છીનાળાંનાં.)

મૂખમાં મિઠાશ નહી, કહો કશા કામની;
સુખનું સદન નહી, હસતું વદન નહી,
કષ્ટની કદન નહી, તદન હરામની;
કહેછે બુલાખીરામ, સાંભળો સાહેબ તમે,
શાનું પછી સુખ આપે, કાવ્ય કે એ કામની?!!! ૬૩

## અધમ કવિ.

બાથ ભીડી પાંખવાળી કીડી પંખી સાથ મથે,
કીડી ન ગણાય પણ પંખીયોની હારમાં;
વાનરને હાથ પગ નરના સમાન વરે,
માનવ સમાન ન મનાય કોઈ વારમાં;
મૂળાપણી તણા રોપ રોપ ઓપમાની રોફ મારે,
ઝાડમાં ગણાય નહી સુજ્ઞના વિચારમાં;
જોડકણાં જોડે જ્યાં ત્યાં ફોડે માથુ કરી ફેલ,
કુકવિ એવા કવિ કહેવાય ન સંસારમાં. ૬૪
આગળ ન નાગ ડોલે રાગ સુણી મોરલીનો,
વાદી તે જરૂર જાણીએ અનુભવી નહીં;
[1]પંકજ ન પ્રફુલ્લીત થાય પરિપુરણ તો,
રૂડા નર રટે તેને કદી એ રવી નહીં;
પરસી પારસ લોહ કરે ન કનક કદી,
જરૂર પારસમણી જાણી તે જવી નહીં;
સ્વર સુણી કવિશ્વરનો નહીં અસર થાય,
ખરે કે ખચ્ચર પણ [2]લલીત કવી નહીં. ૬૫
વકીલ બની ન તપસીલની ખબર રાખે,
વકીલ પછીથી એ કે વૈકલ ગમાર છે?
મ્હેતા બન્યા નામના અવર જાણે જામ[3]ના ન,
મ્હેતા કે એ મ્હેતર મહીમાં બે સુમાર છે!
બન્યા વૈદ્યરાજ પણ [4]પ્યાજને પીછાણે નહીં,

---

૧ કમળ. ૨ સુંદર. ૩ પહોરના. ૪ ડુંગળી.

વૈદ્યરાજ કે એ વૈતરાજ તે ચમાર છે;
કવિશ ધરાવે નામ જ્ઞાન ન બુલાખીરામ,
કવિશ છે એહ કે ખવીસના કુમાર છે. ૯૬

પરિસંખ્યા.–રસ અલંકાર તણા ગ્રન્થનું ન અલ્પ જ્ઞાન,
રાગડા કાઢીને રોઝની સમાન આરડે;
[1]તાળ તો ભવૈઆઓને ભેટ કીધી હોય તેણે,
[2]ગણતો વિલાસ સિદ્ધિ બુદ્ધિની સાથે કરે;
[3]માત્રા એતો વૈદ્યતણી શીશીમાં સુંપેલી હોય,
રસ[4]તો રૂચીર આમ્ર અંદરથી નીસરે;
કહેછે બુલાખી [5]કોશ કૃષીકારને સોંપેલો,
નામના એવા કવિઓ થકી અર્થ શું સરે !! ૯૭

દ્દષ્ટાંત. વાઘરીએ સાધુઓના વિચિત્ર ધરીને વેશ,
સાધુઓની ચાહના ઘણીક તો ઘટાડી છે;
કાઠી ચોરનારાઓને કરોડ પ્રકારે કહું,
અતી મારવાડી લોકે આફત અડાડી છે;
ગમાર ગરોડે [6]ઉપવિત ઘાલી ગળા માંહ્ય,
મોટી હાની બ્રાહ્મણના માનને લગાડી છે;
કહેછે બુલાખી તેમ કુકવિ તમામે મળી,
કવિતાને સુ કવિની કળા ઝાંખી પાડીછે. ૯૮

**કુકવિ અને કૂતરાની તુલના.**

કાનને કઠોર લાગે એવા જેનો સોર ભુંડો,
બચકું મળી તે ચોજ બેશી રહી બૂકથી;
[7]નિશાએ નિમગ્ન રહે ભશીને ભુંડા ભલાને,
લાગ આવે તો લગાર [8]ચોરી નહીં ચૂકવી;

---

૧ તાળ વગાડવાની. ૨ ગણપતી. ૩ માત્રિકા, ૪ કેરીમાં રસ. ૫ પાણી ભરવાનો કોષ. ૬ જનોઈ. ૭ રાત્રે અથવા કેફમાં. ૮ કુતરાઓ જેમ લોકોનું ઉઘાડુ ઘર હોય તો તેમાંથી રાંધીને ઢાંકી મુકેલું અનાજ ચોરી કરી ખાઇ જાય છે, તેમ કુકવીઓ કોઇની સારી કૃતિમાં પોતાનું નામ ઘુસાડી દેવામાં પાછા હઠતા નથી !!

અદેખાઇ અંતરમાં દેખીને બીજાને બળે,
મલીનતા એતો કોઈ કાળે નહી મૂકવી;
હૃદય ધરીને હામ, કહેછે બુલાખીરામ,
કરે એવું કામ કાંતો કુતરો કે કુકવી. ૬૯

## કુકવિ અને વાંદરાની તુલના.

વગર વિચારની છલંગો આશપશ મારે,
પાપતણું પુંછડું ફેલાવે દશ દિશમાં;
દાંડાઇનાં દાંતીયાં સજનની સભામાં કરે,
ખુશામતથી ભરે ગલોફાં દીન નીશમાં;
પાસે આવે તેને ભરે અનિતિના ઊઝરડા,
કાળે મ્હોડે ફરે અજવાળે બેઠો શીશમાં;
કહેછે બુલાખીરામ સાંભળો સાહેબ તમે,
ફેર શો છે એહવા કવીશમાં *કપીશમાં ? ! ! ૭૦

પુસ્તકને મથાળે કવિનું પ્રૌઢ પદ ધરે,
પ્રસ્તાવનામાં લખે પ્રથમ આ અભ્યાસ છે;
અરે ભાઈ! એ અભ્યાસ બાળવા શું કામ આવે !
નામીચા વિદ્વાન કેરી કિરતીનો નાશ છે;
કાલા [1]બોલ કાજુ લાગે બાળ બોલે બાળપણે,
શોભે નહીં પ્રૌઢવયે બોર તેથી હાસ છે;
ઘડાતીતી ભાષા ત્યારે ઘાટ એ સૌ ચાલ્યા જતા,
વીર આ વખત તો વિદ્વાનનો વિલાસ છે. ૭૧

---

* વાંદરામાં.

૧ ન્હાનપણમાં બાળક કાલુ બોલે તે સારૂ લાગે પણ મોટી ઉમરમાં તેમ કરેથી શોભે નહીં, પણ ઉલટી મશ્કરી થાય; તે પ્રમાણે ગુજરાતી ભાષા ખેડવાની શરૂઆતમાં એવા નજીવા ગ્રંથકાર થવાથી ઠીક હતું. પણ હાલતો એથી દેશની મશ્કરી થાય છે. આ વખત તો વિદ્વાન ગ્રંથકારોને બહાર આવવાનો છે.

## કુવૈદ્ય અને કુકવિની તુલના.

[1]ગ્રાહક થવાને માટે ઘેર ઘેર ઘુમ્યાં કરે,
[2]માત્રાની તો મૂળમાંથી ખબર ન લેશ છે;
રચી જાણે [3]રસની ખુબી ન રૂડી રીતથકી,
અલ્પ નહીં અંગપર જેહના ઉપ્જેશ છે;
[4]દવા દેવા દોડે પામે માન અપમાન તોય,
[5]કોશતણું જ્ઞાન શાનું હોય એને શેશ છે;
[6]ખલ પણ રાખે ખાંત કરીને બુલાખીરામ,
વૈદ્ય કવિ આજ એવા નામના વિશેષ છે. ૭૨

રસ અલંકારતણા ગ્રંથનું ન અલ્પ જ્ઞાન,
જ્ઞાન નહીં પિંગળની પદ્ધતિનું કાંય પણ;
નહીં જ્ઞાન કોશ તેમ લેશ વ્યાકરણતણું,
જન વ્યવહારનું ન જ્ઞાન સમજાય પણ;
જ્ઞાન નહીં ધરમનાં મરમનુ રતીમાત્ર;
જ્ઞાન નહીં તર્ક શાસ્ત્ર કેરૂં તો દેખાય પણ;
માનને ગુમાવા ભાન ખોવાને બુલાખીરામ,
પુસ્તકને મથાળે બનેછે [7] કવિરાય પણ. ૭૩

સરોવર તીરે બગ વીરે હંસ વેશ ધર્યો,
નીર ક્ષીર[8]મૂકતામાં કપટ કળાય છે;
ખોશી પર મયુરનો[9] વાય[10]સ જો વેશ રચે,
વદતી વખત વાણી જાણી તે જવાયછે;

---

૧ પુસ્તકના અથવા પડીકાનાં. ૨ ઓસડની માત્રાની અને કવિતાની માત્રાની. ૩ કવિતાના નવરસ અને વૈદકના આનંદ ભૈરવ વિગરે રસ. ૪ આશીર્વાદ અથવા ઔશધ. ૫ શબ્દકોશ અથવા વૈદકનો કોશ નીઘંટ. ૬ખળ પણ (ઠગાઇ) અથવા ખલ (ઘુંટવાની)

૭ પુસ્તકને મથાળે કવિરાય બનેછે. એમાં વ્યંગાર્થ એ રહ્યો છે કે એ પ્રમાણે કરવાથી કવિરાય (મેવકુફ) બનેછે. ૮ દુધ. ૯ મોર. ૧૦ કાગડો.

ભાન ભુલી શ્વાન સજે ડોળ વનરાય[1]તણો,
કરી કુંભ તોડતી તકે તો તોલ થાયછે;
કુકવિ કવિનો વેશ વિશેષ ધરે બુલાખી,
પોગળ પંડીત વિષે જાહેર જણાય છે. ૭૪
કારીગરી કરે કોઈ કાગળનું વ્હાણ કરી,
અકુપારમાં[2] એ ભાર કેમ ઉચકી શકે!
ધુળ પર લીપણ કરેલું જેહ હોય તેહ,
પા'ણા પર પાણીનું એ ચિત્રશે ટકી શકે;
આકડાની ગાડી અને પરપોટો પાણીતણો,
છકતણી છટામાં એ ક્યાં લગી છકી શકે;
દંભના મેદાનમાં પ્રવીણતાનો ડોળ ધારી,
પોપટજી ક્યહાં સુધી જ્ઞાન પટકી શકે. ૭૫
નામના કવિઓ સભા રંજન શકત કરી,
જામના સીપાઇઓ[3] ઇનામ તો તમામ લેત;

---

૧ સિંહ. ૨ સમુદ્ર. ૩ કેટલાએક રસજ્ઞ રાજાઓ સુકવિઓને સન્માન આપે છે તેજ પ્રમાણે જામનગરના માજીજામસાહેબ પણ કવિઓનું સારૂ સન્માન કરતા હતા. કોઈ વખત દરબારમાંથી એક કવી સારી પોશાક લઈ વિદાય થયો તે જોઈ દોઢીના સીપાઇઓ જેઓ ઓછી સમજના હતા તેમને તે કવિયોના કામની અદેખાઈ થઈ. તેઓ બોલ્યા કે " કવિતા એ ક્યા ચીજ હે, જીસ્સે વો લોક એસે બડે બડે ઇનામ લે જાતેહે! અપન બી કુછ કવીતા કરકે જામ-સાહેબકું ખુશી કરકે બડા ઇનામ લેવે ". એમ ધારી એક મીયાં શિઘ્ર કવિતા બોલ્યા કે "ભીતાં ઉપર સલીયાં, સલીયાં ઉપર વલીયાં, વલીયાં ઉપર નલીયાં, એ ચારે તુકાં મલીયાં". ત્યારે બીજા મીયાં તે કવિતાની તારીફ કરી પોતે નવીન કવિતા રચી બોલ્યા કે- "જામ જામ જામડા, દે મીજે એક ગામડા; તેરા હોજાય નામડા, ને મેરા હો જાય કામડા.=આ પ્રમાણે તેમના મુર્ખાઈ ભરેલા પણ હાસ્યજનક વચન ઉપર નવાબસાહેબે ખુશી થઈ યથાયોગ્ય ઇનામ આપ્યું. તે દાખલાનો એ ચરણમાં સમાવેશ છે.

નામના કવિઓ સભા રંજન શકત કરી,
ગંગને બિહારી એને કોણ ભૂપ દામ દેત;!
નામના કવિઓ સભા રંજન શકત કરી,
કાળીદાસ માઘનાં તે આજ ક્યાંથી નામ રે'ત;?
નામના કવિઓ સભા રંજન શકત કરી,
કરવાનું સુ કવિને કોણ કશું કામ કહેત. ૭૬

### હાલના કવિ અને કવિતાની સ્થિતી.

ગામમાં કવિતા દીસે, ધામમાં કવિતા દીસે,
કામમાં કવીતા તણું, જોર તો જણાયછે;
લગ્નમાં કવિતા દિસે, જગ્નમાં કવિતા દીસે,
વિઘ્નમાં[1] કવિતા મ્હોટા ઠાઠથી વંચાયછે;
શાળામાં કવિતા દીસે, [2]ટાળામાં કવિતા દીસે,
કોષવાળા[3] કવિતાની કેફમાં તણાય છે;
નાટકમાં કવિતા ને ચેટક મધ્યે કવિતા,
હાય! હાય! કવિતાની શી ફજેતી થાય છે! ૭૭
વ્યાસ* માણગોળીયા તે આજ કવિરાજ બન્યા,
રાસડા રચીને રોજ રાજીરાજી થાય છે;
મ્હેતાજીઓ પાજી જેવા ગાજી ઉઠ્યા તેની પુંઠે,
મ્હોટાં મ્હોટાં માનપત્ર કાવ્યમાં રચાય છે;
ચુરણ વાળાઓ ચોટામાં રહી ચબોલા બોલે,

---

૧ કોઈ મરી જાયછે તો તેના માનને ખાતર મરશીયા બનાવવામાં આવેછે તે. ૨જ્યોતિષના ટાળા કવિતામાં રચાયાછે જેવા "ભડલી તુ ક્યમ ડડળી વીગરે." ૩ કોસ ખીંચતા રાગ કાહાડે છે તે.

* કૃષ્ણારામ કવિ કહેછે કે "વાટે ઘાટે વ્યાસ, થઇને માણ વગાડે; પાંચેક બેઠા પાસ, તેહ તાળીયો પાડે; પિંગળ રીતે છંદ, ક-વિના કર્યા ન જાણે; પોતા તણા પ્રબંધ, રચી રાગડા તાણે. વિગેરે.

કાવ્યદોહન.

એવા એવા +શિઘ્ર કવિ આ સમે ઘણાય છે;
*ઉત્તમ અધમ કવિ આ સમે હું કોને કહું,
તર્કને વિતર્ક મને ઘણા ઘણા થાય છે. ૭૮

એવી-રીતે આ તર્કે જો કવિ ખોળવાને જાઉં,
સુંદરી[1] આ દેશની સહુ કવી સુહાય છે;
કુટણામાં કટીબંધ છંદ કેવી રીતે બોલે,
જોડકણાં વીવામાં જરૂર જોડી ગાયછે;

---

+ એ બાબત કોઈ કવિ કહે છે કે "સૂર સૂર તુલસી શશી, ઉડગન હે કવિ ઓર; કલુકે કવિ ખદ્યોત જ્યોં, ચમકત ઠોરહિ ઠોર.

* હીરાચંદ કવિઓના વર્ગની વાખ્યા કરતાં આ પ્રમાણે કહે છે—ઊત્તમ હરિલીલા કથત, મધ્યમ નર ગુનગાન; અધમ છિદ્ર બર્નન કરત, ત્રિવિધ કવી પરમાન ૧ ભાવાર્થ—ઊત્તમ કવિ ઈશ્વર લીલાનું, મધ્યમ કવિ પુરૂષના ગુણનું, અને અધમ કવિ લોકોના દુષણનું વર્ણન કરેછે એમ ત્રણ જાતના કવિછે. એણે અસલી કવિયોના મત પ્રમાણે એમ કહ્યુંછે—પરંતુ તેના તેજ દોહામાં વાસ્તવિક અર્થ આવો રહેલો હું સમજ્યુછું. અને તે અર્થ આ સુધારાના વખતમાં અનુકુળ પડતોછે. આવા જૂદા જૂદા ત્રણ ગુણ ધરાવનારને એણે ઉત્તમ, મધ્યમ ને કનિષ્ટ કવિ કલપ્યા છે. પણ એ ગુણ કવિ માત્રમાં આ પ્રમાણે હોવા જોઇએ એવો કુદરતનો ઉદ્દેશ છે. તે એવી રીતે કે-કવિયોયે ઉત્તમ રીતે (સારી રીતે ઘણે ભાગે) ઈશ્વરલીલાનું-કુદરતનું વર્ણન કરવું; સદગુણી પુરૂષોના ગુણની કવિતા કરવામાં મધ્યમ કાળ રોકવો; અને છિદ્રવાળી અધમ પંક્તિમાં વરણને (અક્ષરને) આણી ન મુકે એવા જેમાં ત્રણ પ્રકાર હોય તે કવિ છે !

૧ ઔરીઓ કુટે છે તે કટિબંધવૃત્ત છે. સ્ત્રીરૂપી શિઘ્ર કવિશ્વરોને કુટતી વેળા વિચાર કરવા તક મળે તેટલા માટે અન્ય સ્ત્રી સમુહ જાણે વચમાં "હાય હાય"ના શબ્દ બોલી વિશ્રાંતિ આપતું હોય અગર તો તેની ઉત્તમ કવિતાના વૃતને વધાવી લેવા એ "માંગલિક"(!) શબ્દની ધ્વનીથી મુબારકબાદી દેતું હોયની એમ જોનારને લાગેછે!!!

ચુક વીના તાળ પડે વાદમાં હઠે ન પાછી,
જન સ્વભાવની જેમાં જુક્તિ તો જણાય છે;
એવી અબળાની કાવ્ય એથકી તો સારી ગણું !!
લેખતાં બીજાને કવી[1] લેખણ લજાયછે.!!! ૭૯

કવિતા છે કંદોઇના મોદકનો કોળિયો કે,
કવિતા છે કિશોરની બાજી શું રખડતી ?
કવિતા છે કાચ કે કથીર કેરા કડકા કે,
કવિતા છે શાક ભાજી બજારની સડતી?
કવિતા એ રજકણ રેતીનું રચાણું હશે,
કવિતા કે કોયલાની કરચો રખડતી?
કહેછે બુલાખીરામ સાંભળો સાહેબ તમે,
કવિતા એ શું છે તેની કળ નથી પડતી. ૮૦

આર્યદેશ રૂપી [2]અરણવ તણી મધ્ય આજ,
કુકવિ રૂપી પવન રે ! અશૂભ વાય છે;
કુકવિતા રૂપી વ્હાણ ડોલમડોલા કરે છે,
મુર્ખશ્રોતા રૂપી તેમાં ઉતારૂ ઘણાય છે;
સુ વિચાર રૂપી કુવા થંભતો પડ્યો છે ભાગી,
[3]સાહિત્યનું લંગર તુટી અને તણાય છે;
હવે તો જોવાનું રહ્યું દૂરથી બુલાખીરામ,
વ્હાણને ઉતારૂઓ તણી ગતી શી થાયછે. ૮૧

## સ્મર્ણાલંકાર.

અકબર જેવા ઉમરાવ રે! ક્યાં આ સમય,
ગંગ જેવા કવિની ક્યાં કીરતી ગવાઈ ગઈ;
પૃથીરાજ જેવા ક્યાં પ્રખ્યાત નૃપપતી ગયા,
ચંદ જેવા કવીની ક્યાં ચાહના ચવાઈ ગઈ;

---

૧ સંસ્કૃત, હિંદિ, અને ગુજરાતી ભાષાના આધિરે અને તરણ સુકવિયોને બાતલ કરતાં બીજા કુકવિઓને માટે આ બોલવું છે. દરેક કવિને માટે નથી. ૨ સમુદ્ર. ૩ રસઅલંકારના ગ્રંથોનું.

બીરબલ જેવા બહાદુર ક્યાં વજીર આજ,
કવિ બિહારીની કાવ્ય કેણી ક્યાં કવાઈ ગઈ;
હાય ! હાય ! આર્યદેશ તારી તે ભવાઈ આશી?!
ખુબી માત્ર કાવ્યશાસ્ત્ર કેરી ક્યાં ખવાઈ ગઈ? ૮૨
ભોજ જેવો ભડભૂપ, આજ ક્યાં વિરાજમાન,
કાળીદાસ કવનની નુતન નવાઈ ગઈ;
રૂડા રખીદાસ જેવા રાજવી ક્યાં આજ ગયા,
શામળ જેવાની શુભ કીરતી સવાઈ ગઈ ?!
ક્યહાં ઈન્દ્રજીત નૃપ, ક્યહાં છે કેશવ કવિ,
કયહાં ભૂપ શાહુ છટા ભૂખણ[1] છવાઈ ગઈ;
હાય હાય ! આર્ય દેશ ! તારી તે ભવાઈ આ શી,
ખુબી માત્ર કાવ્ય શાસ્ત્ર કેરી ક્યાં ખવાઈ ગઇ. ? ૮૩
મોંઘી હતી માઘના વખતમાં તું કાવ્ય મોટી,
કાળીદાસે કોડ થકી સારી ચાકરી-કરી;
જશ જગન્નાથરાયે તુજને અપાવ્યો સારો,
બાણના સમીપ જય સિંધુ ઉતરી-તરી;
ભવભુતી દંડી એણે ભુષણ સજાવ્યાં ભારે,
એમને બુલાખીરામ વ્હાલ વાવરી-વરી;
આર્ય દેશ માંહ્ય આજ કોડીલી કવિતા કેમ,
કરડી નજર કરી વારૂ વિફરી-ફરી. ૮૪
જે કવિઓ[2] મુરખને પંડીત કરતા શ્રેષ્ઠ,
જે કવિયો કાયરને શૂરવીર કરતા;
જે કવિઓ વક્તાઓનાં બંધ કરતાતા વક્ત્ર,

---

૧ એ ખરો સ્વતંત્ર કવિ હતો. અવરંગજેબના મ્હો ઉપર "સો સો ચુવા ખાઇકે બિલાઈ બેઠી તપકે" વિગરે ધિક્કારનાં વચન બોલી તેણે શાહુની દરબાર સેવ્યો હતો. ત્યાંથી તેને ૫૨) હાથી અને ૫૨) ગામ મળ્યાં હતાં. ૨ વિશ્ણુંશર્માએ પંચતંત્રની પોથી રચી મુર્ખરાજ પુત્રોને વિદ્વાન કર્યા.

જે કવિઓ વાણીદેવીને હમેશ વરતા;
જે કવિઓ પથ્થરને પીગળાવી દેતા સ્હેજ,
જે કવિઓ તક આવે મારી*અને મરતા;
પરતા ક્યાં પ્રૌઢ કવી એવાના બુલાખીરામ,
ચરતા દરિદ્ર હવે નામના છે નરતા. ૮૫
જે કવિઓ દીલ મધ્યે ડરતા ન દુશ્મનથી,
જે કવિઓ ટેક એક અંતરમાં ધરતા;
જે કવિઓ ખોટી ખુશામત કરતા ન કદી,
સ્વદેશના હીત સારૂ જે સદાય ફરતા;
જે કવિઓ નવ ખંડ રાખતા અખંડ નામ,
ભલપણતણા તો ભંડારે ભારે ભરતા;
પરતા કયાં પ્રૌઢ કવી એવાના બુલાખીરામ,
ચરતા દરીદ્ર હવે નામના છે નરતા. ૮૬
જે કવિતા નાક હતું ભરત ભુમીનું રૂડું,
આવી અરે! સ્થિતી કેમ તેની તસવીરની;
જે કવિતા મોંઘી હતી ઘણી મણી માણીકથી;
એ કવિતા કેમ બની કિમ્મતે કથીરની;
શીરપેચ[1]જોગ રોગ રહીત વીરાજતીતી,
તે પેંજાર[2] તુલ્ય કેમ બની ગત હીરની;[3]
વદું શું હું વીર રહે ધીર ન લગીર હૈએ,
દાખું ક્યાં બુલાખીરામ વાત દીલગીરિની. ૮૭
આજ કાલ પરીક્ષાઓ પરમ કઠીણ થઈ,
મગજે ન જોર કીધું જ્યારે મતી મંદનું;
પદવીઓ વકીલને માસ્તરની મેળવવા,
એતો કામ દીઠું નહીં ફોકટનાં ફંદનું;
[4]શાયરમાં શોભવાને જાહેરમાં આવવાને,

---

* ચંદ કવિ છેવટે એજ રીતે મુવો છે. ૧ માંથાના મુગટ જેવી. ૨ પગરખું. ૩ દૈવત વગરની. ૪ વિદ્વાનમાં.

બડું નામ મેળવવા બેશક [1]બુલંદનું;
કહે છે બુલાખીરામ સાંભળો સાહેબ તમે,
સોંધું રહ્યું કવિપદ વગર [2]સનંદનું. !!! ૮૮

બાળાપર બળ વાપરે જો બેવકુફ કોઈ,
આરોપ બળાતકાર કેરો તે ગણાય છે;
સેસનમાં ચાલી કામ ગુન્હાના પ્રમાણે પછી,
સજા એને ઓછી કે અધિક તો અપાય છે;
કાળજાની કોમળ ને કોમળ વપુની કાવ્ય,
કુકવિના કરથકી મનસ્વી ચુંથાય છે;
કુકવિને કાયદો બળાતકારનો ન લાગે,
ન્યાઈ અંગરેજતણો એ તે કેવો ન્યાય છે ? ! ૮૯

[3]પ્રાસાદિક મેળવવા પ્રયત્ન કરે છે પણ,
[4]પ્રાસાદિક કવિ આજ જેવલ્લા જણાય છે;
પંડિતમાં ખપવાને પ્રયત્ન કરે છે પણ,
પિડીત પરમ તેની અક્કલ ગણાય છે;
વીદવાનો માંહ્ય ધુમવાને કૈંક વાદ કરે,
વીધવાનો વેશ તેથી સુંદર સુહાય છે !
[5]એકવિશ આથડે છે અપટ બુલાખી એવા,
[6]એ કવિશે દેશનું અંધારૂ દુર થાય છે ? ૯૦
ભરમ તો ભારી અને ખીસા છેક ખાલી તેમ,
મગજ તો ખાલી અને ઠાઠ મોટો ધારે છે;
કૈંકના વિચાર ચોરે કૈંકના ઉચ્ચાર ચોરે,
કૈંકના આચાર ચોરી ગ્રંથ શણગારે છે;
નૌતમ નવાઈ કાંઈ ભાસે નહીં ભાઈ તણી,

---

૧ ઉંચાઈનું. ૨ જેમ બીજા હોદ્દાને માટે સનંદ લેવી પડે છે. તેમ હાલ કવિ પદને માટે સનંદ લેવી પડતી નથી, આપોઆપ મેળવાય છે. પુસ્તકને મથાળે લખીને !!! ૩ પ્રાસ વીગરે. ૪ સ્વભાવિક. ૫ એકવીસો (૨૧૦૦). ૬ એ કવિઓથી.

ઉલટી બિજાની ખુબી હોય તે બગાડે છે;
પ્રાચિન કવિઓતણી પદ્ધતિ પ્રમાણે નહીં,
ખાલી ઓરડાને મ્હોટાં [1]તાળાં લાવી મારેછે. ૯૧
શુંઠતણો ગાંગડો મળ્યાથકી બુલાખીરામ,
એકદમ ગાંધી એ રીતેથી થવાતું નથી;
પાંચ દશ પ્રેમથકી ઓશધનાં નામ જાણે,
એમ વૈદ્યતણું કામ અનુભવાતું નથી;
બે ચારેક કાયદાનાં મ્હોડાપર નામ ગોખી,
જાણીતા વકીલ તેથી બની જવાતું નથી;
એકાદ બે ટાયલાં કે જોડકણાં જોડવાથી,
ગંગ જેવા કવિ ,બની નામ ગવાતું નથી. ૯૨
શલભનો [2]સમુદાય દુકાળે છવાય જેમ,
મધપર માંખનો સમૂહ જેમ જાયછે;
અંધકાર રાત્રીતણા રૂપમાં ભરાય જેમ,
કાગ વૃંદ લીંબોળી ઉપર મકલાય છે;
જેમ મૃત શબ પર ગીધ ગરધન પડે,
કપોત ઉપર બાજ મંડળી મંડાયછે;
રાંક ગુજરાતી વાણી રાણીના ઉપર આજ,
[3]કુકવિનું સેન વરવાને ઉભરાય છે. ૯૩

સુકવિતા રૂપી હરણી-ને કુકવિ રૂપી પારધી.

ગુજરાતી [4]ગીરા રૂપી રૂડા ઉપવન માંહ્ય,
સુકવિતા રૂપી રૂડી હરણી બીરાજે છે;
નીરદોષી નિપુણને નૌતમ સ્વરૂપ તણી,
જેની કાન્તિ જોઈ એવી *અન્ય મૃગી લાજેછે;
પારધી પડ્યાછે એની પુંઠે કુકવિઓ પૂરા,

---

૧ ખરાબ ગ્રંથોને શોભાવવાં સારાં પુઠાં કરે છે. ! ૨ તીડ.
૩ એક સારો કવિ હાલના કવિયો માટે કહેછે કે "સૂરે સૂરે તુલસી શશી, ઉડગન હે કવિ ઓર; કલુકે કવિ ખદ્યોત જો, ચમકત કીરહી ઠોર.૧ ૪ ભાષા. * બીજા દેશની કવિતારૂપી સ્ત્રીઓ.

ઘેરી તેને ફંદ નાંખી ગરવમાં ગાજેછે;
ફંદયુક્ત મૃગીને એ મુક્ત કરે યુક્તિ થકી,
જગતમાં કો ફક્ત એવો માઈપુત્ર આજેછે?! ૯૪

**સુકવિતા રૂપી ચંદ્ર ને કુકવિ રૂપી રાહુ.**

ગુજરાતી ગિરા રૂપી ગગન મંડળ વિષે,
સુકવિતા રૂપી સારો શશી શોભાવંત છે;
સુનિતીનું અજવાળું ફેલાવી આનંદ દેતો,
આજ તેના અંતરમાં આપદા અત્યંત છે;
કુકવિરૂપી જે રાહુ બાહુ ભીડી પુંઠે પડ્યો,
તેથી તેજહીન થઈ ચિંતાતુર ચંત છે;
કાવ્યશશી કેરી વ્હારે, ધર્શીને રાહુ વિદારે,
ખરી ખંતવાળો એવો કો મહંત સંત છે?! ૯૫

**કવિતા રૂપી મેના ને કુકવિરૂપી બિલાડો.**

ગુજરાતી ગિરા રૂપી ગરવા પિંજર વષિ,
સુકવિતા રૂપી સારી સારિકા સુહાય છે;
કુકવિ રૂપી *માંજાર પડ્યા તેની પુંઠે પાપી,
દેખતાં બીચારી ઘટ માંહ્ય ગભરાય છે;
સાધન ન નાસવાને એને કૈં બુલાખીરામ,
સ્વાસને ઉસાસ હવે લેતી તે જણાય છે;
મુકાવો, બચાવો, કોઈ દયા દીલે લાવો, આવો,
સુકવિતા રૂપી સારી મેના મરી જાયછે!! ૯૬

**સુકવિતારૂપી સ્ત્રી—કુકવિરૂપી ક્ષય.**

સુકુમારી [1]સુવરણ દેહથી શોભીતી અષ્ટ,
જનને રિઝાવતી હતી જુવાની જંગમાં;
એ કવિતા કામનીને રગે રગે વ્યાપ્યો રોગ,
[2]ક્ષઈ તણી ક્ષીણતાથી ફેર પડ્યો રંગમાં;

---

* બીલાડો.

૧ સારા શબ્દે કરી યુક્ત અથવા સોનાના દેહ જેવી પ્રભાવાળી.
૨ કુકવિ રૂપી ક્ષય રોગની ક્ષીણતા લાગુ થવાથી.

[1]રક્ત વહીને તમામ, હવે તો બની અશક્ત,
ફક્ત રહ્યોછે હવે શ્વાસ એના અંગમાં;
નીરખીને નાડી, કજી કા'ડીને ઉઠાડિ આપે,
એવો [2]ધનવંતરી છે આજ કોઈ ઢંગમાં ?! ૯૭

**કુકવિ રૂપી સર્પ.**

કળાવાળી કમનીય કવિતા રૂપી કુમારી,
ગુરજર વાણી રૂપી બાગમાં વિચરતાં;
અંગ નવરંગ જોઈ પાછળથી કેડે પડ્યો,
કુકવિ [3]ભુજંગ ડસ્યો કાળજામાં ફરતાં;
વિરૂપ[4] બિચારી થઈ, બહુજ બિમારી થઈ,
ખુબીની ખુવારી થઈ, મુંઝાય છે મરતાં;
ઝેરને ઉતારે કોઈ, શરીર સુધારે કોઈ,
વાદી[5] ચઢે વ્હારે કોઇ, અરે કાંઈ કરતાં !! ૯૮

**કુકવિ રૂપી પવન.**

ઝગમગ જ્યોતીમય સુકવિતા રૂપી દીપ,
તે પ્રકાશતો હતો સુપાત્રમાં[6] પ્રકાશથી;
ગુણ[7] અને સ્નેહ[8] થકી શોભા આપતો તો સદા,
અંધકાર દૂર કરતો હતો ઉજાસથી;
રક્ષકાર ફાનસનો કાચ હવે ભાગી પડયો,
કુકવિ રૂપી પવન મંડયો ચારે પાસથી;
અરે સ્નેહ ધારો તેના કાચને સુધારો કોઈ,
ગૂલ થશે કાવ્ય દીપ ગુર્જર અવાસથી. ૯૯

---

૧ તેનું માધુર્યતારૂપી રક્ત. ૨ સુકવિ રૂપી ધન્વંતરી. ૩ સર્પ.
૪ કેટલાક સર્પ એવા ઝેરી હોયછે કે કરડ્યા પછી શરીરની કાંતિ બદસીકલ થાયછે. તેજ પ્રમાણે કવિતાને થયું છે.
૫ બાજીગર અથવા વિવાદ કરી શકે એવા વક્તા.
૬ કોડીયામાં અથવા સુપાત્ર મનુષ્યના હૃદયમાં. ૭ સદ્ગુણ અથવા દીવેટ. ૮ ચીકાશ વાળો પદાર્થ અથવા પ્રીતિ.

## કવિતા પ્રત્યે ઉક્તિ.

જે કવિતા લલીત લખાતી હતી લાખની તું,
રૂડી એ કવિતા આજ કેમ બની રાખની?
જે કવિતા આર્ય વૃત્ત આંખની *કનક હતી,
એ કવિતા કેમ ગણતીમાં નથી કાખની;
જે કવિતા દ્રાખની મીઠાશ આપતી અધીક,
બની એ કવિતા કેમ આજ બદસાખની;
પાંખની પ્રતાપી, જરા ઝાંખની બુલાખી સામુ,
અભિલાખની તું તારી વાત જુંડી ભાખની. ૧૦૦
અરે ઓ કવિતા તારી કેમ થૈ કંગાળ સ્થિતિ,
અંગ તારો રંગ અરે શી રીતે ઉડી ગયો;
સકુમાર દેહ તારો સરસ શોભીતો હતો,
બળતરાના સમુદ્ર માંહ્ય શેં બુડી ગયો?
ગાલ પર ગૌરવની લાલી જે લલીત હતી,
ભવ્યતાનો[1] ભાર તારો ભારે ક્યાં ભુંડી ગયો?
સૌભાગ્યનો શણગાર શોભીતો હતો જે સારો,
મળ્યો કોણ દુષ્ટ[2] એવા મૂળથી મુંડી ગયો!!! ૧૦૧

## કવિતા ઉક્તિ કવિ પ્રત્યે.

કવિતા કહેછે મારી કિમ્મત કમી થૈ તેનું,
કારણ કવીશ કહું નજરે નિહાળિયું;
અમલનું[3] માપ હતું અમલદારોની આગે,
ઝાલ્યું હાથ ભિખારીએ નામ પડ્યું કાળીયું;
જ્યોતિષીનો ઘટ્યો કાર, શોધાયો ન લેશ સાર,
જ્યાહરે કોડે ગરોડે જોશીપણું ઝાલીયું;
મૂજને બુલાખી તેમ ઝાલી રાખી મૂરખોએ,
હળવી કરી મને સુ ગાત્ર મારૂં ગાળીયું. ૧૦૨

---

*કિકી. ૧ સુંદરતાનો. ૨ એવા કુકવી રૂપી કયો હજામ મુંડી ગયો. ૩ અફીણનું.

## કવિતા ઉપર અયોગ્ય ટિકા કરનાર તથા ઈતર નઠારા લેખકો વિષે.

કવિતાના કથનનું હારદ વિચારવું જે,
એતો નથી બાપ તણો બોટી જવો લાડવો;
રસ અલંકાર તણી રીત ભાત જાણવી જે,
કળા વીણ એતો કાંઈ કાંદો નથી કા'ડવો;
કવિતાને કસી કસી કરવી કિમ્મત જેહ,
મિથ્યા નથી બાળકોની બાજીનો એ માંડવો;
જાણનાર જાણે ને અંદેશો ઉર આણે અન્ય,
એમને બુલાખી ભેદ કૈ રિતે બતાડવો. ૧૦૩

ગણના શકે ન કરી ગરવા સુ ગ્રંથ તણી,
જેમ તેમ જીભડીથી જાપવાનું જોર છે;
દૈવત ન નીજ મહીં અન્યનું દૈવત દેખી,
દીલમાં દહન થાય દુષ્ટ એવા દોર છે;
સારી સારી શોભા તેને ધારી ધારીને છુપાવે,
છટા છિદ્રવાળી છતી કરવા ચકોર છે;
ટીકટીક કરે ટેક ટાળીને અટકચાળો,
ટીકાકાર નહી એ બુલાખી ટીકાખોર છે. ૧૦૪

એક બાજુ નાટક લખીને ન્યાલ થાય કોઈ,
ત્યારે બીજો વારતા રચી કૃતાર્થ થાય છે;
કોઈ જ્યારે ભાગ્યો તુટ્યો ત્રોટકનો તાલ રચે,
પ્રબંધ નિબંધ રચી કોઈ મકલાય છે;
વર્તમાન કોઢ કોઈ વિબુધનો વેશ રચી,
તો બીજાનું બાજુએ ગોપાનિયું રે' જાય છે;
એમ ગ્રંથ અને ગ્રન્થકારની બુલાખીરામ,
અથડાઅથડી આ સમે અનેક થાય છે. ૧૦૫

## ભવાયા પ્રત્યે ઉકતી.

અરેઓ ભવાયા તમે ભવાઈ કરો છો પણ,

વળી નથી તેહ મધ્યે વિશેષ નવાઇ તો;
અન્ય જન તણા તમે આદરો છો સ્વાંગ રૂડા,
ચેષ્ટા ને ટીકાથી ખૂબ કરી ચતુરાઈ તો;
ખુબી એમાં આવે શી ખરેખરી બુલાખીરામ,
આગળની ચાલી આવી ગાઓ છો નવાઈ તો;
અક્કલની, બુધ્ધત્તની, વિવેકની, વિચારની,
ભાળોને ભવૈઆ ભલી અમારી ભવાઈ તો.!! ૧૦૬

આર્ય દેશ માંહ્ય આજ અજ્ઞાનની આંધી ચઢી,
બ્યર્થ પંડિતાઈ તણો વાયુ ઘણો વાયછે;
નિરમાલ્ય પત્ર પત્રિકાનો પરજન્ય[1] થાય,
અહંપદ રૂપી એમાં વીજળી સુહાય છે;
અનિતિનો કીચડ ઘણો થયો બુલાખીરામ,
જ્ઞાન તણો સૂર્ય તમ નભમાં[2] છુપાયછે;
મુરખ રૂપી મયુર, વિષઈ રૂપી દાદુર,
આજ તો અવાજ કરી ખુશી ખૂબ થાયછે. ૧૦૭

પંડીતજી પુસ્તકનાં બે ચારેક પાન ભરે,
લમણે મુકીને હાથ બેસે લુખા થઇને;
આવવા તરંગ ઊંડા, માજમ કે ભાંગ ખાય,
તોય પણ આવતા નથી વિચાર ભાઇને;
ગડબડ તણો ત્યારે કાઢીને ગમાર વાંક.
ભરાય પછી અંધારી ઓરડીમાં જઇને;
ત્યારે પણ તાલ જ્યારે આવતો નથી બુલાખી,
બીજાં બહુ કાઢે બ્હાનાં ઘડી ઘડી રહીને. ૧૦૮

કોશ રચવો જો હોય તોય કહે મારૂં કામ,
નાટકમાં નીપૂણતા નીજની બતાવેછે;
વારતાને વચનીકા વ્યાખ્યાનમાં વાદ રચે,
વૈદકને કાયદાના ભેદ સમજાવેછે;

---

૧ વરસાદ. ૨ અંધારા વાદળામાં.

શાસ્ત્ર તણો શોધી મત આગળ સવારી કરે,
ધર્મ તણા મર્મ મધ્યે માંથુ તો ધુમાવેછે;
કહેછે બુલાખીરામ સાંભળો સાહેબ તમે,
પોપટ પંડીત બડો રોફ તો બજાવે છે. ૧૦૯

**નઠારા કવિ વિષે આગિયા પ્રત્યે અન્યોકતી.**

ચમક ચમક કરી અદ્ધર હવામાં ઉડી,
આગિયો ઇંદુને કહે આવી જા મેદાનમાં;
ચાંદાવાળા ચાંદા નરેતન વીણ માદા યોગ્ય,
માની તને *"મા" વદે છે માનવી સૌ માનમાં;
ઊંચો ઊંચો આભલામાં ડરી હવે જાય છે ક્યાં,
તનમન કરી બેઠો તેજતણા તાનમાં;
ઇંદુ કહે યાર ચાર માસની સબુર ધાર,
ગૂમ થયો આગીયો અભાગિયો ગુમાનમાં. ૧૧૦
ગંગામાં જઈને ગરધવ કદી સ્નાન કરે,
ગરધવતણી કોઈ કાળે કેમ ગાય થાય?
કાગડાને ચારગણો સાબુ ચોળી નવરાવે,
જતન કર્યાથી હંસ જેવો ન જરાય થાય?
લસણને લાખપટ કસ્તુરી ના આપો કદી,
લસણની કસ્તુરી તે કેવી રીતે ક્યાંય થાય?
કુકવિયો કવિ જેવાં કુતર્ક અસંખ્ય કરે,
હાય હાય કેવી રીતે એ તે કવિ રાય થાય. ૧૧૧
પરાણે પરાણે કોઈ ઔશધના યોગવડે,
રોગીષ્ટને રસોઈ જે પચી તે ન પચી છે;
અંગમાં અશક્તતા રહી અને અપંગ રહે,
બળી જીંદગાની એહ બચી તે ન બચી છે;
કરીને કપટ ચિત્ત મીત્રનું ચપટ ચહે,

*તું ચાંદાં (કલંક)વાળો છતાં પુરૂષત્વ વગરનો સ્ત્રી જેવો નિરમાલ્ય જાણી તને "મા" કહે છે. ચંદ્રની સાથે મા આવે છે માટે.

એવી માંઠી મીત્રતા તે મચી તે ન મચી છે;
કહે છે બુલાખીરામ સાંભળી કંટાળો આપે,
કવિતા કનિષ્ટ એવી રચી તે ન રચી છે. ૧૧૨

આવો કવિરાજ કોઇ આનંદ ધરીને કહે,
એટલામાં ઊંચે ચઢી બેસે છે આકાશમાં;
કવિને કવિતા શું છે ? તેનો નવ કયાસ હોય!
ખરી ખુબી જાણવાની ખંત કયાંથી ખાસમાં;
પૂરતીની સુરતી તે સ્વપ્ને ન નિહાળી હોય,
અપુરણ છેક અનુભવના અભ્યાસમાં;
કવિરાજ એને કહું કેમ હું બુલાખીરામ,
લાજે મારો આર્ય દેશ પંડિતના પાસમાં. ૧૧૩

## સુકવિતા ઉપર અનાદરનું કારણ.

દાઝેલો જે દુધ થકી તે ફૂંકી પીએછે છાશ,
વાઘથી બનેલો બકરી થકી બીહે અતી;
ઠગથી ઠગાયો તે સજનથી ડગીને ચાલે,
અગ્નિથી ડરેલો વળી ડરે આગીયા વતી;
અહીથી પામેલો ત્રાસ અળશીયા થકી ડરે,
ભુતથી પામેલો ભય [1]છાયાથી ડરે છતી;
કુકવિની કવિતાથી કંટાળેલો કેવળ જે,
કંટાળે છે કાળજામાં જોઈ સુકવી કૃતી. ૧૧૪

જેમ કોઈ લીલા વન અંદર લાગેછે લ્હાય,
ત્યારે બીજાં સુકાં વૃક્ષ તેહ ભસ્મ થાય છે;
દુર્જનની સોબતમાં અજાણે ફસાય કોઈ,
સજ્જન જો હોય તેહ પણ સપડાય છે;
જાંબુ સાથે તાજવામાં તોલ મધ્યે ભૃંગ આવ્યો,
મુરખના મમતમાં તેહ મરી જાય છે;
કુકવિના ભેગો કાર, સુકવિનો ભાગ્યો સાર,

---

૧ પરછાયાથી.

મનમાં બુલાખીરામ એ થકી મુંઝાય છે. ૧૧૫
કુવામાં જે નીર હોય, આવે તે હવાડા માંહી,
દેશમાં જે હોય તેહ આવે છે દુકાનમાં;
પેટમાં જે હોય તેહ આવે નીજ પગ માંહી,
હૈએ હોય તેહ ઠરે મૂખના મકાનમાં;
વૃક્ષમાં જે હોય તેહ આવે ફળ તણી માંહ્ય,
તે આવે ક્યારાની માંહ્ય હોય જે ઉદ્યાનમાં;
કહે છે બુલાખીરામ સાંભળો સાહેબ તમે,
મસ્તકનું માપ આવે પુસ્તકના પાનમાં ?! ૧૧૬

**નઠારા ગ્રંથકારને ઉત્તેજન વિષે.**

વિદ્વજ્જન સજ્જનને ઉત્તેજન આજ નથી,
ઉત્તેજન આજ છે વિષઈ ગ્રંથકારને;
સુનિતિના ગ્રન્થપર પ્રીતી કોઈ નહી કરે,
હશી કહાડે સુકવિના સુંદર વિચારને;
ઉઘાડા શૃંગાર રસ જેથી મરજાદ મટે,
એવાં એવાં વાંચી કાવ્ય વધારે વિકારને;
કહે છે બુલાખીરામ સાંભળો સાહેબ તમે,
દિષ્ટિ શાની આવે લેશ દેશના દેદારને. ૧૧૭
ગાંડા તણી ગોદમાં ઉપાડવા કુમાર આપ્યો,
કહે છે બુલાખી તે ઉપાડશે કે પાડશે;
નિંદ્રા સારૂ નાથને ઘોળીને પત્નિ ઝેર પાય,
પોતાના પતીને તે પોરાડશે કે રાંડશે;
લેણદાર જાય લેવા નેણ *વક્ર કરી વેણ,
કાઢે દેણદાર તે પતાડશે કે [1]તાડશે;
દુષ્ટ ગ્રંથકારને દે ઉત્તેજન આદરથી,
સુનિતિનું વૃક્ષ તે ઉગાડશે કે [2]ગાડશે ? ૧૧૮

**કવિતા બાબત શું ઉપાય લેવા તે વિષે.**

દેશ મધ્યે દક્ષને તો દુષણ દેવાને બેઠા,

---

* વાંકાં. ૧ મારશે. ૨ દાટશે.

રટો હસતીમાં એને કેમ હવે રાખવા;
કવિતા સુ કવિઓનો કુંટાળો કરાવ્યો ભારે,
ઝાહિરમાં કેમ રેમ દ્રષ્ટીએથી ઝાંખવા?
દરિદ્રતા તણો બોજો દેશપર દાખવાને,
ચતુરાઇ વિના આવ્યા કાવ્ય રસ ચાખવા,
કહે છે બુલાખીરામ *કોવીદનું એજ કામ,
કરી નીરમૂળ એના મૂળ કાપી નાંખવા. ૧૧૯
વકીલને વૈદ્યતણી જે રીતે પરિક્ષા થાય,
પરિક્ષક કમીટી કવિની એવી સ્થાપવી;
સાહિત્યના ગ્રંથકેરી કુશળતા કેળવીને,
સ્વભાવિક શક્તિ પ્રશ્ન પુછી પુછી માપવી;
તેમાં જેવા પાસ થાય તેમને બુલાખીરામ,
સુકવિની સનંદ આનંદ ધરી આપવી;
એ કવિને આશ્રય આપીને પછીથી પ્રજાએ,
કરીને મદદ કોટી કુંગાલતા કાપવી. ૧૨૦
વરસાદને વિલોકી જળેછે જવાસો જેમ,
સુરજને જોઈ જેમ ધુડતો ગરી જશે;
ગરૂડને દેખી નાગ સીંહને દેખી શિયાળ,
મંજાર વિલોકી જેમ ગુપક મરી જશે;
દીપકને દેખી તમ, ભાગાને ભાળીને ભુત,
અગ્નિ આંચ જોઈ જેમ શીત ઉતરી જશે;
સ્વભાવિક કવિને વિલોકીને પાઠી કવિઓ,
કળા કરમાઈ આપોઆપ ને ઠરી જશે.!! ૧૨૧

### ગ્રંથ પ્રયોજન કવિ હેતુ.

આજ કાલ કવિતાની સ્થિતિ જે કુંગાલ થઈ,
કારણ વિચારવાથી કાળજુ કપાયું છે;
કવિતાની પૂર્વ સ્થિતિ, પ્રીતિ પ્રજાજન તણી,

---

* પંડીત.

અને આજની વિલોકી દેખી ન ખમાયું છે;
એનો હેતુ અતિસે અસાર સહુ એવો દીઠો,
બળતરા લીધે કાંક વધતું બોલાયુંછે;
ખરી વાત તે જણાવી, મિત્રોને માઠું મનાવી,
ચિત્ત ચહી હીત કટુ ઔષધ આ પાયું છે. ૧૨૨
કવિતાને સુ કવિની દેશમાં કદર થાય,
પાછી એ કવિતા આવે પ્રથમના પદમાં;
અભ્યાસી ઉમેદવાર આગળ શિખીને આવે,
મચે નહીં મમતને મૂરખેના મદમાં;
અદાતાનાં અંતરમાં રસની અસર થાય,
કમી થાય કાંય પણ કૃપણના કદમાં;
અંતરે વિશેષ એશ ઉદ્દેશ ખુલાખી ધરી,
કલેશ લીધે દેશ હિત દાખ્યું છે દરદમાં. ૧૨૩
અભિમાન ધારીને ઉચારી આ કવિતા નથી,
બારી કવિ પદ લેવા દાવો નથી કરતો;
નથી જાણતો કવિત રીત રસ અલંકાર,
હુંય પણ સરવની હારમાં છું નરતો;
હજુ છું ઉમેદવાર કવિયોની કંપનીનો,
પ્યાર કે કાં ખાર ધરો પણ અનુચર તો;
પંડીત પ્રસાદ સ્વાદ પામવા ન યોગ્ય લેશ,
વદવા વિવાદ ક્યાંથી યોગ્ય તલભર તો. ૧૨૪
વગોવાઈ વાણી દેવીની સુતા કવિતા બહુ,
ચરચા રચાવા ચારૂ ચાહ ચીત ધારી છે;
કવિતાના વિતકનું કવિત *શતક રચી,

* આ ચર્ચા બદલ પ્રથમ મેં શતક રચ્યું હતું. પાછળથી પુરવણી દાખલ આશરે ત્રીશેક કવિત રચાએલાં તે વિશેષમાં દાખલ કર્યાં છે. આ બાબત હજુ મારી જે કાંઈ લાગણી અને વિચારો છે તે અપૂર્ણ છે. પ્રજા રૂચશે તો આ વિષયને છુટો પુસ્તકરૂપે પ્રસીધ્ધ કરતી વખતે ઘણા ઘણા પ્રમાણ સાથે મારા વિચારો હું જાહેરમાં મૂકીશ.

આ તકે પ્રત્યેક કૌતકેથી ઠોક મારીછે;
પ્રાચીન નવી ન કવિતા કવિ ને દાની તણી,
જો ન મનમાની વાત એ આની ચિતારીછે।
વાંચી જોતાં વિગતેથી પંડિત પ્રસન્ન થશે,
કુકવિના કાળજામાં કેવળ કટારી છે. ૧૨૫
કામનીઓ કૂચ અને કેશ યુકત છે અપાર,
કુંભ સ્થળ દંત વાળા કરિ હારોહાર છે;
કેશવાળી અને ઊંચી કોટના ઘણાક હય,
તિલક ને માળ વાળા ભકત ઠારોઠાર છે;
તોરા તથા રંગ વાળી પાઘડીઓ ઘણી તેમ,
ગદ્ય પદ્યવાળા લેખકો[1] તો દ્વારોદ્વાર છે;
**નવલ**[2] નિપૂણ નિરખીને નેક કરે ન્યાય,
એ થકી બુલાખીરામ ખુશી બારોબાર છે. ૧૨૬

***શ્લેષાર્થ.**

સત્ય શીળધારી **સુબાહું** સેવુંછું સ્નેહ ધરી,
જેહ **ચિતપાવન** ઉચિત જો જણાય છે;
પ્રીતિ **પુણ્ય** પંથ પર અનિતિ ધરી ન ઉર,
અધિક **આ દેશમુખ** સુંદર સુહાય છે;
જે **દાહ કલંકને ગોપાળ** ગુણ રાગી વળિ,
**રંક સીત હર** પીડ લાયક લખાયછે;
વિબુધ વિરામ, નામ નિર્મળ બુલાખીરામ,
**રામચંદ્ર** રટીને અધીક હરખય છે. ૧૨૭
ગુણજ્ઞ **ગોપાળ હરી** દેશમુખ તણા સુત,

---

૧ આધુનિક કવિતા અને ગદ્યના ગ્રંથો લખનાર ગ્રહસ્થો.

૨ એ પદ શ્લેષછે.

* આ કવિત સમઝવા માટે તેમાંના બબ્બે અર્થ સૂચક શબ્દો મ્હોટા અક્ષરથી મૂક્યા છે. તે વિચાર કરતાં સમઝાય એવા છે તેથી ટીપ આપી નથી.

રામચંદ્ર યોગ્ય રામભાઉ રસ રાગીછે;
કવિતાના કોડીલાને કોડીલા મુકળા કેરા,
જગતમાં સુજસની ખ્યાત જેની જાગીછે;
અધિકાર અધિક છતાં ન અભિમાન ઉર,
સત્ય શીળ ધારી સારો સાહેબ સોહાગી છે;
રૂદય રિઝાવવાને કાવ્યરસથી બુલાખી,
ચરચા પઢાવી ચારૂ ભીતિ વારૂ ભાગી છે. ૧૨૮

---

# રૂઢી *બુદ્ધિ સંવાદ.

## મંગળાચરણ—ગીતિ.

શારદ નારદ ભગની, નરદ દરદ હરે વરદ બિરદ ધારી;
[1]દ્વિરદ ગતી મૃદુ વદની, પદિકાક્ષી[2] પાદુકાનંદકારી. ૧

## દોહરા.

બ્રહ્મ સુતાને ભાવથી, વંદી વારંવાર;
રાઢ્ય બુદ્ધિને રૂઢિની, નવિન રચું નિરધાર. ૨
નમન નિરંજનને કરૂં, ભયભંજન ભગવાન;
મનરંજન આપો મતી, ગંજન અરિ ગણ[3] માન. ૩
આજે આ ગુજરાતમાં, હિંદૂમાં ધરિ હેત;

---

* ઘણા પ્રસંગે સારી વસ્તુનો નાશ થાય છે, તે પુનઃ પ્રયત્ન કર્યાછતાં પ્રાપ્ત થતી નથી. એજ પ્રમાણે આ વિષયને માટે થયું છે; તેની બે પ્રતો એકાએક ગૂમ થઇ છે, અને પ્રયત્ન કર્યા છતાં જડતી નથી, તેથી ભાગાતુટા ટિપ્પણ ઉપરથી અને યાદદાસ્તની સાહ્યતા ઊપરથી આ વિષયની પુનઃ નોંધ કરી છે.

જે જુસ્સાથી જે રસમાં એક વખત વિષય લખાય છે. તેવો વિષય દરેકજ વખતે લખાતો નથી તોપણ મૂળ વિષયની ખુબીનો ભાસ આપવા મેં બનતી કોશીશ કરી છે.

૧ હસ્તી. ૨ હીરાં જેવી આંખો. ૩ કુળ-સમુહ.

રાજ્ય ચલાવે છે રૂઢી, વીણ વિચાર્યે વેત[1]. ૪
તે રૂઢીને તોડવા, બોધક રચ્યું વિવાદ;
સજ્જન મન રંજન થશે, સુણતાં કવિતા સ્વાદ. ૫
પૂર્વે હજારે વરસ પર, હતું બુદ્ધિનું રાજ્ય;
હતી દાસિ તેની રૂઢી, કરતી અનુસરિ કાજ. ૬
જાળવી મરજી જુક્તિથી, બુદ્ધિની બહુ વીધ;
રૂઢી હસ્તક કેટલું, કામ બુદ્ધિએ દીધ. ૭
પણ બુદ્ધિ પછી પરવરી, જાત્રા કરવા કાજ;
રૂઢીને વિશવાસથી, સોંપી દીધું રાજ. ૮
હૃદય ફર્યું રૂઢીતણું, થઈ ગઈ નજર નઠોર;
દૈત થઇ દાનત બુરી, તનમાં વાપ્યો તોર. ૯
તેણે ધાર્યૂં તન વિષે, હવે માહરૂં રાજ્ય;
થાય કદી તો ઠીક પડે, સીઝે સરવે કાજ. ૧૦
કહ્યું બુદ્ધિ કેરૂં સકળ, કોરે મૂકી એક;
આપમતીને અનુસરી, છકમાં ચાલી છેક. ૧૧
પોતાતણી પ્રજા ઉપર, ઘણી કરી સખતાઈ;
દિન દિન દેવા લાગિ દુઃખ, માને ભક્ત મુંઝાઈ. ૧૨
મતિથી સ્થિતી જોયા વિગર, તમામ પર કરી તોર;
હુકમ ચલાવી વીણ હદ, જણાવિયૂં નિજ જોર. ૧૩
ભક્ત બુંડા હાલે થયા, જાણ્યૂં બુદ્ધિબાઇ;
પ્રદેશથી પંડે તરત, આવિ અચાનક ધાઈ. ૧૪
કપટ તેનું સહુ કેળવી, ગૂંથી ગુપચુપ ગ્રંથ;
અટકાવ્યા આનંદથી, કૈંક રૂઢીના પંથ. ૧૫
કાળ કેટલા વિતતાં, ચેતી રૂઢી આંત;
બુરૂં કાર્ય આ બુદ્ધિએ, વશી કર્યું વિપરીત. ૧૬
કાવ્ય કૂટ મુજ મત મહી, કરિ એણે કરિ ક્રોધ;
વિસ્તારે તે વ્હાલથી, સકળ કરૂં હું શોધ. ૧૭

---

૧ ઘાટ.

# બુદ્ધિએ રુઢીને લગાડેલું નુકશાન.

## સવૈયા.

વિચારવા રૂઢી ઉર લાગી, બુદ્ધિએ શો કેર કર્યો;
થોડી મૂદતમાં એનાથી, મત મુજ ભક્ત તણોજ ફર્યો;
એણે આણુ હવે અવનીમાં, કૈંક માહરી અટકાવી;
રાજ્ય પડવવા રંડા મ્હારૂં, આ બુદ્ધિ ક્યાંથી આવી. ? ૧૮

શાક બટાકા કેરૂં શરૂમાં, ખાવા હું ન્હોતી દેતી;
એમ પ્રજા આધીન મારા, કબજા અંદર સરવે રે'તી;
ફરાળ કરવા ફંદ કરીને, એણે એ ચીજ ફેલાવી;
રાજ્ય પડવવા રંડા મ્હારૂં, આ બુદ્ધિ ક્યાંથી આવી. ? ૧૯

દાક્તર કેરી દવા સ્વપ્નમાં, પીવા નવ દેતી પ્રીતે;
અવલોકે તો આંખ થકી, આનંદ ધરીને શી રીતે; ?
ભ્રષ્ટ કરાવ્યા ભક્ત સકળ મુજ, દવા દુષ્ટ તે પિવરાવી;
રાજ્ય પડવવા રંડા મ્હારૂં, આ બુદ્ધિ ક્યાંથી આવી. ૨૦

પ્રથમ અરે બળિયા બાળકને, કદી કાઢવા નવ દેતી;
એમ પ્રજા આધિન મ્હારા, કબજા અંદર સરવે રે'તી;
ફરાળ કરવા ફંદ કરીને, એણે એ ચીજ ફેલાવી;
રાજ્ય પડવવા રંડા મ્હારૂં, આ બુદ્ધિ ક્યાંથી આવી. ૨૧

ઊંચ પદવિયે નર નીચાને, ચઢવા નવ દેતી ક્યારે;
માસ્તર ઘાંચી મોચી બનિયા, એ બુદ્ધિને આધારે;
સભા માંહ સંચરતા દા'ડી, પંડે જ્ઞાનજ પરખાવી;
રાજ્ય પડવવા રંડા મ્હારૂં, આ બુદ્ધિ ક્યાંથી આવી. ૨૨

આગળ બ્રાહ્મણ ખુન કરતા તો, બચાવ તેનો હું કરતી;
ધર્મશાસ્ત્રની ઢાલ ધરીને, હરકત તેની સહુ હરતી;
એ આજ્ઞા બુદ્ધિ આવી કે, ફરિને મ્હારી નવ ફાવી;
રાજ્ય પડવવા રંડા મ્હારૂં, આ બુદ્ધિ ક્યાંથી આવી. ૨૩

કરતી સતિયો અસલ અતીસે, ત્રાસ જગતમાં ઉપજાવી;
એ પણ એણે આનંદથી અટકાવી હરકત લાવી;

મુડકાઓની મેદની મધ્યે, વિશેષ વસ્તી વેરાવી;
રાજ્ય પડવવા રંડા મ્હારૂં, આ બુદ્ધિ ક્યાંથી આવી. ૨૪
બાળલગ્ન કરતી હું કોડે, બેડીમાં બાળક નાંખી;
તેપણ ધારો તદન તોડવા, ઝેર દૃષ્ટિ એણે દાખી;
પંડે પાખંડ પ્રૌઢ કરિને, સભા નિષેધક પ્રગટાવી;
રાજ્ય પડવવા રંડા મ્હારૂં, આ બુદ્ધિ ક્યાંથી આવી. ૨૫
વિધવા વિવાહ ક્યાંય કદાપી, કરવા નવ દેતી કોડે;
તેપણ ચાલ ચલવવા માંડ્યો, તેણે તો થોડે થોડે;
છે એના મનમાં રૂઢીનું, રાજ્ય લઇશ હું છીનાવી;
રાજ્ય પડવવા રંડા મ્હારૂં, આ બુદ્ધિ ક્યાંથી આવી. ૨૬
વાડવ વીગર મુજ આજ્ઞાથી, શાસ્ત્ર ન કોય શકે વાંચી;
તે તેના પરતાપ થકી વાંચે, ગોલા મોચી ઘાંચી;
ધોખો નવ પોચાડે તેને, કોય ધર્મગુરૂ ધમકાવી;
રાજ્ય પડવવા રંડા મ્હારૂં, આ બુદ્ધિ ક્યાંથી આવી. ૨૭
વરઘોડો કું વાળંદ કેરો, ચડતો અટકાવતિ આપે;
એને પણ છૂટી આપીછે, આ રાંડે બુદ્ધિ પાપે;
સૌને સરખા ગણવા કાજે, સ્નેહે કહેછે સમજાવી;
રાજ્ય પડવવા રંડા મ્હારૂં, આ બુદ્ધિ ક્યાંથી આવી. ૨૮
મુજ આજ્ઞાથી મ્હારાજોની, આજ્ઞામાં માનવિ રે'તા;
કરતા કબુલ શુભા શુભ સરવે, જે "શ્રી" મુખ મ્હોડે કહેતા;
(હાલ) ધિક્કારેછે ધાક તજીને, દોષ તેમના દરશાવી;
રાજ્ય પડવવા રંડા મ્હારૂં, આ બુદ્ધિ ક્યાંથી આવી. ૨૯
અરે બુરિ બુદ્ધિઓ તારૂં, નક્કિ સત્યાનાશ જજો;
ભુંડું ઇચ્છે તું મારૂં તો, દુઃખ ભવોભવ ભોગવજો;
નાખિ નિસાસા એમ બુલાખી, રૂઢી તો રડવા લાગી;
બુદ્ધિ સાથે લડવાને, જુક્તિ તેના મનમાં જાગી. ૩૦

દોહરા.

રોમ રોમ વ્યાપી રહ્યો, રૂઢીને મન રોષ;
બાથ ભરવવા બુદ્ધિથી, હૈયે આણી હોંશ. ૩૧

કનક પાત્રને ફૂટવા, પજે કાચનું પાત્ર;
નડતર કશું ન નીપજે, પિડાય પંડે માત્ર. ૩૨
મુહુર્ત લઈ મન માનવું, સંચરિ મતિ મંદિર;
રાતાં ચક્ષુ રોષથી, તિવ્ર જાણિયે તીર. ૩૩
જાણે ભૂખી જક્ષણી, આવા કોઇને ધાય;
કે શું કોપી કાળિકા, એવી ઉગ્ર જણાય. ૩૪
જટિયાં ઝાંઝાં ફરફરે, મહાક્રોધ મોઝાર;
કુષ્ટા કરતી દંતિયાં, દોડી મતિ દરબાર. ૩૫
ગણતી વિણ ગાળો તણો, વરસાવ્યો વરસાદ;
બકવા લાગી બહુ વિધે, મૂકીને મરજાદ. ૩૬
મેર રાંડ મુજ ભક્તપર, હક શો છે તુજ હાલ;
ભરમાવી ભારે કરે, ધરી વ્હેમની જાળ. ૩૭
પંડે જાણે પારકું, લેઉં લૂંટિને રાજ;
પણ તે બનવાનું નથી, અરે જાણજે આજ. ૩૮

## ભુજંગી છંદ.

સુણી રોષ રૂઢી તણો બુદ્ધિ બાઈ, બહૂ પામવા લાગિ પંડે નવાઈ;
સુણી બોલવું તેહનું ગાંડું ઘેલું, પજે તેહ સું આવિયું ખૂબ પ્હેલું. ૩૯
કશો બોલ પંડે નહી બુદ્ધિ બોલી, ત્યહાં તે તણો તોલતો તુચ્છ તોળી;
પડી ધીમિ પંડે જરા રૂઢિ જ્યારે, વદી વ્હાલ આણી પછી બુદ્ધિ ત્યારે. ૪૦

## મોતીદામ છંદ.

બની ક્યમ આકળિ ઓ રૂઢિ બ્હેન, ચિતે ન પડે તુજને ક્યમ ચેન;
કહે પ્રગટ્યો ક્યમ હું પર પ્રેમ, પધારિ કહે ક્યમ તું ઘરિ રે'મ. ૪૧
સહૂ સમજી મનનો તુજ મર્મ, શરીર વિષે તુજને નથિ શર્મ;
ગઈ હતિ હું કરવા શુભ જાત્ર, સુંપી તુજને વિશવાસથિ માત્ર. ૪૨
પચાવિ પડી સહુ માહરૂં રાજ્ય, પછી કરવા અતિ લાગી કુકાજ;
વિલાયત ચીન ઇત્યાદિ વિદેશ, પ્રિતે કરિ આવિ ત્યહાં હું પ્રવેશ. ૪૩
મને પડિ માલમ ત્યાં તુજ મુખ્ય, દિયે નર હિંદૂ તણે દિલ દુઃખ;
પછી તહીંથી ઝટ આવિછું ધાઈ, દિઠો બહુ કેર અહીં તુજ બાઇ. ૪૪
હવે ટકવા તુજને ન દઇશ, કૃતઘ્ની પણું કરિ ક્યાંય રહીશ? ૪૫

### દોહરા.

રાજ્યનિતીની રીતિ જે, નિપજે નરતો દાસ;
તરત સરતમાં રાખિને, નિરમુળ કરવો નાશ. ૪૬
રામે રાવણ મારવા, જ્યમ લીધોતો નેમ;
હણવા તુજને હેતથી, તેમ ધર્યો મેં પ્રેમ. ૪૭
કોટવાળ કેરે ગળે, ચોર કરી ચતુરાઈ;
પાય પસારે પ્રીતથી, તેવી તુજ સફાઈ. ૪૮
હસિ રૂઢિ તે સુણી હેતથી, રાંડ ક્યાંયિ તુજ રાજ;
ગળે પડે ગાંડાઈથી, લગિર ધરે નવ લાજ. ૪૯
પૂરાવો પાસે કશો, બતાવ જો કદિ હોય;
ત્રાહિત નર તરતીબથી, કરે ક્યાસ કદિ કોય. ૫૦
કોણ ગણે તુજને કહે, જો તું મ્હારૂં જોર;
મૂજ પ્રજાપર કેટલો, દાખવું છું હું દોર. ૫૧

---

## રૂઢિના પુરાવાની રજુવાત.

### કવિત મનહર છંદ.

હાંડકાંને અડવામાં પાપ સમઝાવું પણ,
હાડકાંની બેડીયો હું હાથમાં પેહેરાવું છું;
નાસીકા સમાન મુખ્ય શરીરની શોભા જેહ,
શારી નર નારી તણાં નાય હું ઘલાવું છું;
મરે કોય માનવી તો મીજબાની આપી મ્હોટી,
આનંદ ધરીને અતિ ઓચ્છવ કરાવુંછું;
હસી રૂઢી હેતે કહે બુદ્ધિને બુલાખીરામ,
ચક્ષુથી જો કેવા ચારૂ હુકમ ચલાવુંછું. ૫૨
આડે દા'ડે ભાંડે કોઈ ગાળો કેહતો મોચાડે,
વિવા મધ્યે તેનો વરસાદ વરસાવુંછું;
રચી રમકડાં પેઠે માનવીએ મૂરતી જે,
પંડે હાંસી કરી તેની પ્રતિમા પૂજાવુંછું;

પાખંડી ગુરૂઓ પતિવૃત્તમાં ભંગાણ પાડે,
પ્રિતે તોય તેમને પગે સદા પડાવુંછું;
હસી રૂઠી હેતે કહે બુદ્ધિને બુલાખીરામ,
ચક્ષુથી જો કેવા ચારૂ હુકમ ચલાવુંછું. ૫૩
ઝેરી જીવ વેરી બની પ્રાણિયોના જો લે જીવ,
તોય તેની વસ્તી માંહ વધારો કરાવુંછું;
શ્રિમંતની નાર શણગાર ધરે હજારનો,
પણ પગરખાં પ્હેરતાં હું સપડાવુંછું;
તાપ વરસાદ પડતાં જો હોય પંડપર,
હાથ મધ્યે છત્રી લેતાં નારીને હઠાવુંછું;
હસી રૂઠી હેતે કહે બુદ્ધિને બુલાખીરામ,
ચક્ષુથી જો કેવા ચારૂ હુકમ ચલાવુંછું. ૫૪
હીંદુઓની નારીઓની બુદ્ધિ હું બનાવી મંદ,
અધીક રાખીને અન્ન નગ્ન નવરાવુંછું;
દામ તણું ઠામ નામ ધામમાં ન હોય પણ,
કરજ કરાવી શીર કારજ કરાવુંછું;
સાસૂ ટૂંપી નાંખે વહૂને ગમે તો વ્હાલ ધરી,
વારતાં શરમથી હું વર અચકાવુંછું;
હસી રૂઠી હેતે કહે બુદ્ધિને બુલાખીરામ,
ચક્ષુથી જો કેવા ચારૂ હુકમ ચલાવુંછું. ૫૫
ભણવામાં બાળ સારૂ પાઈ ભાગવા ન દેઉં,
વીવા મધ્યે વડા વરઘોડા હું ચડાવુંછું;
અજીરણ પેટમાં ન હોય તોય ધર્મ બ્હાને,
વરષમાં ઘણા ઉપવાસ હું કરાવુંછું;
મરી જતો હોય માનવી જો કોઈ તરશથી,
દોષ દાખી કોશ પાણી પીતો ધમકાવુંછું;
હસી રૂઠી હેતે કહે બુદ્ધિને બુલાખીરામ,
ચક્ષુથી જો કેવા ચારૂ હુકમ ચલાવુંછું. ૫૬
જૂગાર રમ્યાથી જાન જાણેછે જહાંન આખી,

દીન લગનને તેનો મ્હેમા દરશાવુંછું;
અધમૂવા માણસને બીનામાં સુવાડી મ્હોમાં,
નાખી જવ તલ તૂળસીને ગભરાવું છું;
વધવાને બ્યભિચાર હેતથી હોળી મોઝાર,
ઢારોઢાર નરનારને હોળી એલાવુંછું;
હસી રૂઢી હેતે કહે બુદ્ધિને બુલાખીરામ,
ચક્ષુથી જો કેવો ચારૂ હુકમ ચલાવુંછું. ૫૭
વર મરવાને ઘર અંદર પડ્યો જો હોય,
લાજથી મનોરથ હું એના અટકાવુંછું;
કેદખાના માફક મના કરી દેશાટનની,
ભક્ત માહરાને રોકી ઘરમાં રખાવુંછું;
પાપ લાગે એવાં આપ બતાવી અમાપ બ્હાનાં,
વહૂ વર તણાં નામ લેવામાં ડરાવુંછું;
હસી રૂઢી હેતે કહે બુદ્ધિને બુલાખીરામ,
ચક્ષુથી જો કેવા ચારૂ હુકમ ચલાવુંછું. ૫૮
બાળલગ્ન થકી બહૂ વીધવા બને તે જાણું,
છતાં ન્હાનપણમાંહ્ય બાળને વરાવુંછું;
ગુલામગિરીથી ગોરીઓને છૂટવા ન દઉં,
મૂષકીના મર્ણતુલ્ય માન હું અપાવુંછું;
પવિત્ર થવાને માટે વિચિત્ર ઉપાય રચી.
પંચગવ્ય ભક્ત માહરાને પીવરાવુંછું;
હસી રૂઢી હેતે કહે બુદ્ધિને બુલાખીરામ,
ચક્ષુથી જો કેવો ચારૂ હુકમ ચલાવુંછું. ૫૯
ભાઈ બાપ ભડવા સમાન ભાંગે ભાવ થકી,
ફટાણાં ફજેતીનાં વીવામાં ગવરાવુંછું;
વિર્યને વધારનાર શુદ્ધ દૂધ ગાય તણું,
લાખોમણ નીર માંહ્ય બ્યર્થ વેવરાવુંછું;
હોય કૂળવાન પણ નાદાન સમાન થઇ,
તોય તેને ઝટ લઈ કન્યા હું અપાઉંછું;

હસી રૂઢી હેતે કહે બુદ્ધિને બુલાખીરામ,
ચક્ષુથી જો કેવા ચારૂ હુકમ ચલાવુંછું. ૬૦
ઝાડ તણું બીજ જોકે આખરે છે એક પણ,
ભક્તને બતાવી ડાળાં ભેદ હું ભુલાવુંછું;
રજસ્વળાવાળી રામા બની નથી રંચ તોય,
સંચ કરી પ્રપંચનો પતીને સુંપાવુંછું;
બાગળની આગળ ન પગલું ભરવા દઉં,
જુના બાપદાદાઓના ચાલને ભળાવુંછું;
હસી રૂઢી હેતે કહે બુદ્ધિને બુલાખીરામ,
ચક્ષુએ જો કેવા ચારૂ હુકમ ચલાવુંછું. ૬૧
રાત્રે દરપણ જોતાં આવે અવતાર સ્ત્રિનો,
પાણીમાં જોવાથી મુખ દરિદ્ર અપાવુંછું;
વાયસ જો આંગણામાં આવીને ઉચાર કરે,
પ્રાગુણ પ્રદેશી આવવાને વરતાવુંછું,
ઘરપર બેશી ઘૂડ ઘણોક જો ઘોષ કરે,
પ્રાણ સંકટની પીડ પ્રજાને બતાવુંછું;
હસી રૂઢી હેતે કહે બુદ્ધિને બુલાખીરામ,
ચક્ષુથી જો કેવા ચારૂ હુકમ ચલાવુંછું. ૬૨

### ચોપાઈ.

નભે ન નકટા મ્હાજન મહીં, નાકાળાની શોભા કહીં;
ત્યમ તુજ ભક્તનું મારી પાસ, નવ ચાલે ને થાય નિરાશ. ૬૩
મોટી મોટી માંડે વાત, તારા સહુ ભક્તો સાક્ષાત;
પણ કારજ એકે નવ સરે, મિથ્યા માથુ કૂટી મરે. ૬૪

### દોહરો.

મહિમા સાંભળી રૂઢિનો, બોલી બુદ્ધિ બાઈ;
અરે રૂઢિ તું એટલી, કેમ ગઈ મકલાઈ. ૬૫
કોણ ગણે તુજને કહે, જો તું મ્હારૂં જોર;
પ્રકોપ જો પેંડે કરૂં, તોડું તારો તોર. ૬૬

### છપ્પયવૃત્ત.

ખગપતિ પાસે બાજ, હરણ મૃગપતિ સમીપે;
તરણી પાસ તિમીર, સમિપ શશિ દીપ શું દીપે ?
મેરૂ સન્મુખ મેંડ, અળશિયુ અહિપતિ જોડે;
મલ્લ પાસે નિરમાલ્ય, પવન આગળ હય દોડે;
સાગર આગળ નિર સર તણું, રોષ રાખિ ક્યાં લગિ શકે?
બુદ્ધિ બળ આગળ રૂઢિ તું, પળ કેટલી કહે ટકે. ૬૭

### ઉધોર છંદ.

ઊચરિ રૂઢિ તે સુણિ એમ, કાળ ખુટ્યો દિસે તુજ કેમ;
બળ્યું તુજ નામ અહીંથી બાળ, કેવળ સૂણિ પ્રગટે કાળ. ૬૮
બોલે તોતડો તુજ નામ, બુદ્ધિ બોલશુ તે ઠામ;
જો મુજ નામ રૂ'ડી જેમ, તનમાં ચાલ તેવી તેમ. ૬૯
મૂક્ય પડ્યાંજ તુજ પાખંડ, પૂનરલગનમાં કિધ દંડ;
તોય તને ન આવી સાન, તનમાં બાઝવાને તાન. ૭૦
મારો અમલ મેદનિ માંહ, કોઈ શકે ન લોપી ક્યાંહ;
કૂટે છાતિ કોઈ મરિ જાય, તોડી હુકમ ન શકે ત્યાંહ્ય. ૭૧
બાધા આખડી અગણીત, રાખે હુકમ ધરિ મુજ ચિત્ત;
સેવક તૂજનાં મુખ શામ, મેં "સુધરેલ" પાડ્યું નામ. ૭૨
આબરૂ એમની નહિ નામ, ધારે બ્હાર કો ન બદામ;
મુજવિણ ભક્ત તુજ મરિ જાય, તો નવ સ્વર્ગમાં પેસાય. ૭૩
જો કદિ અમલ ઝામ્યો તુજ, મર્દન સકળ ન થશે મૂજ;
મ્હોટાં માહરાં જે મૂળ, નહિ ઉખડી શકે બિલકૂલ. ૭૪
જુવતી લાજ કાઢિ જાય, ખાડો હોય મારગ માંહ;
પડવાની નહી દરકાર, એવો મુજપર ઇતબાર. ૭૫
રામા રજસ્વળા જવ થાય, એથી ક્યાંય નવ અડકાય;
ભાર્યા ભંગિયાનિ ગણાય, તોડી હુકમ ન શકે ત્યાંહ. ૭૬
માંદૂ મનુષ્ય જો કોઈ થાય, માન મનાય મ્હારૂં ત્યાંહ;
બાંધે નજર તજી ઉપચાર, એવો મૂજપર ઇતબાર. ૭૭
તરૂ, પશુ, પ્રાણઘાતક જીવ, પૂજાવુંછું તેહ સદૈવ;

ચાલે તાહરૂં શું જોર, મિથ્યા મૂક સોરબકોર. ७८

### બુદ્ધિઉવાચ—દોહરા.

બુદ્ધિ કહે બકવાદ તજ, બ્યર્થ વલોવે નીર;
છાર સૂર્યને છાંટતાં, સરવે પડે શરીર. ७९
જે તુજ ભક્તે મુજ કહ્યું, કીધું નહી કબૂલ;
તો તેના મેં તન વિષે, સંપડાવિયું શૂળ. ८०
ગાતી ગાણું ગોરમાં, દુષ્ટા દીઠી દષ્ટ;
ઓ ભુલાવિ મેં આમુઆં, દંડ ભરાઓ સ્પષ્ટ. ८१
ગીત ફટાણા ગાવવા, મેં જે કરી મનાઈ;
જો તોડે તુજ ભક્ત તો, દંડ કરાવું ધાઈ. ८२
સેવક શઠ તારા સકળ, દાઝે બળે સદાય;
આખર વસશે આવિને મારી છાયા માંહ. ८३
તમામ નીર તડાગનું, જ્યારે જરૂર સુકાય;
સરિતા કે સિંધૂ સમિપ, જળચર સરવે જાય. ८४

### રૂઢીઉવાચ—દોહરા.

રૂઢી કહેછે રાંકડી, સાંભળ બુદ્ધિબાઈ.
અરે રૂઢિ તું એટલી, કેમ ગઈ મકલાઈ. ! ८५
મારી સત્તા હીંદપર, છે પીંપળનું મૂળ;
હણતાં અંકુર ફૂટશે, વિના ઢીલ બિલકૂલ. ८६
પુનરલગ્ન પ્રત્યેક તું, કરે ધરાને પ્રીત;
મુજ બ્રાહ્મણ મહિ હોય જો, તો તે થાય ખચીત. ८७
તે ટાણે કોઈ તુરકડા, નહિ પરણાવે નેટ;
હુકમ મૂજ નહિ હાલશે, પરમ કૂટ તું પેટ. ८८
ભાષણ કરે ભલાં ભલાં, મૂજ વિરૂદ્ધ તુજ ભક્ત;
ક્યમ વિધવા વીવાહમાં, આપજ બને અશક્ત. ८९
આભૂષણ અટકાવવા, તું કૂટેછે શીર;
પણ મુજ ધારો એ હજૂ, તૂટ્યો નથી લગીર. ९०
હુકમ તૂટશે ક્યાંક મુજ, ઉરતો શો અફસોસ;
ખરી ગયો ખજુરા તણો, પગતો શાનો સોસ. ९१

જમણવારનો જરૂર તું, શું કરિ શકિ અટકાવ;
બાઇ મને એ બુદ્ધિ તું, કૃપા કરી બતલાવ. ૯૨
તુજ ભક્તોના ભુવનમાં, લગ્ન દિવસ નિરધાર;
ગમ ગણેશ અટકાવવા, તુજને નથી લગાર. ૯૩

---

# બુદ્ધિઉવાચ.

## હરિગીત છંદ.

બુદ્ધિ કહે સુણ બ્હેન કેમ ચિંતે ન ચેન તને પડે,
રૂઢી હતિ ભુંડિ ભૂંડિ તું મુજ મૂળ સાથે શું લડે;
મહિમા સકળ મરિ જૈશ પણ માપી શકિશ નહિ મુજ રતી;
ક્યમ તું કૃતઘ્ન થઇ કહે ગઇ ક્યાંહ સહુ તારી ગતી. ૯૪
મેં થોડી મુદતમાંહ અમે શું કર્યું તે શોધજે
કેવળ નકામો છે કહું એ મુરખ્ખિ તારો બોધ જે;
પાવક પવન પાણી પકડિ, ચલવી બળદવિણ ગાડિયો;
મેં પા'ડ કેરિ કરાડમાં, પ્રૌઢી સુરંગો પાડિયો. ૯૫
તતકાળ જોવા કાળ જૂકતી કેવિ ઘડિયાળનિ કરી;
કાશદ કર્યા મેં તારને, નિરધાર ઉર હિમ્મત ધરિ;
દિવાશળીની દેખિતી કેવી કરી હિકમત જુવો;
અદ્ધર અને કિધ નદિ નિચે પૂળ, જોઇ બધ સંશય ખુવો. ૯૬
વિદ્યુતના દીપક કર્યા, દળવા વરૂણને જૈ દિધું;
પ્રતિમા પ્રભાકાર પાડિ આપે, કાર્ય એ કેવું કિધું;
રેતી અને માટી તણાં મેં પાત્ર કિધ સોહામણાં;
કિધ યંત્ર કામ સ્વતંત્ર હણિને મંત્રનાં તર્કટ ઘણાં. ૯૭
કાગળ તણાં કરિ મનુષ્ય, દળ અરિનાં અધિક દોડાવિયાં;
વૈમાન જેવાં બલુન પણ, બહુ દેશમાં નિપજાવિયાં;
મુજ મદદથી મુજ ભક્ત તે, નવિ શોધિ દુનિયાં લાવિયો;
મેં ઠામ ઠામ તમામ જુક્તિ ખુલાખ્ખિરામ લગાવિયો. ૯૮

## સોરઠા.

ન્હાનપથિ વિદ્યાભ્યાસ, ભામનિનો જે ભાળિયો;

આણુ કરિ તુજ નાશ, ચાલ ચાલુ મેં એ કર્યો. ૯૯
સમાધિ લેતા સંત, જીવ જતાં જોખમ ખમી;
એનો પણ મેં અંત, આણ્યો થોડી મુદતમાં. ૧૦૦
સતી થવાનો ચાલ, પીડ જેથિ જન પામતા;
તે હુકમ તતકાળ, તોડી નાંખ્યો તાહરો. ૧૦૧
ઈસીપિતાળમાં આપ, જરૂર કોય જતું નહી;
તેનો ટાળ્યો તાપ, પૂછે નહિ કોઇ પ્રેમથી. ૧૦૨
આજ્ઞા માની મૂજ, કોય ન શીળિ કઢાવતા;
સકળ પાડિ મેં સૂજ, માર્ગ કર્યા છે મોકળો. ૧૦૩
નીચ ન થતા નિહાળ, તુજ તેજમાં કોઈ પણ;
મુંબઇમાં લઈ માળ, ઢેડ ભલી મોજો કરે. ૧૦૪
પુનરલગ્નનો પર્મ, તેં અટકાવ કર્યા ઘણો;
ધરણી મધ્યે ધર્મ, તે ફેલાવિશ હું હવે. ૧૦૫
બાળલગનની બેડિ, જે તેં પ્હેરાવી જરૂર;
છળથી તુજને છેડિ, તોડાવુંછું શ્રમ કરી. ૧૦૬
બ્રાહ્મણ કરતા ખૂન, બચાવતી તું તેમને;
મૂક્યું મોટું શુન્ય, પંડે મેં તુજ હુકમપર. ૧૦૭
દેશાટનની હેડ, જે તેં કોરાવી જરૂર;
તેનો લઇને કેડ, મેં માડીછે તોડવા. ૧૦૮
બત્રીસાના ભોગ, મળતા જે તુજ અમલમાં;
મેં તે કાઢ્યો રોગ, જોગ ફરી ન જડે કદી. ૧૦૯
મોજાં, બૂટ, રૂમાલ, લાકડિ તું અટકાવતી;
હેવા પાડી હાલ, હરાજ કરિ મેં તુજ હુકમ. ૧૧૦
કદી શૌદ્રને શાસ્ત્ર, ભણાવવું તારે નતું;
મેદનિમાં મેં માત્ર, જણાવિને જાહેર કર્યું. ૧૧૧
હીમાળે જઈ હાડ, કૈંક હોંશથી ગાળતા;
ભૈરવ જવનો વ્હાડ, બંધ કર્યો મેં બીલકુલ. ૧૧૨
એ વિણ અપરંપાર. ખંડન મેં તારૂં કર્યું;
મુજ મતનું નિરધાર, મંડન દિન થોડે થશે. ૧૧૩

# कवितकित तात्पर्य.

## દોહરા.

હજુછે હીંદુસ્થાનમાં, મતિની મોટી હાર;
સેવક સરવે બુદ્ધિના, મનમાં કરો વિચાર. ૧૧૪
એસાટી છે બુદ્ધિએ, લઢવા રૂઢી સાથ;
*છાવણી આર્ય સમૂહમાં, વદું તેહને વાત. ૧૧૫
બુદ્ધિને બાઝી તમે, કરો સંપ મળી સર્વ;
રાઢ પડાવો રૂઢિને, ગળે તેહનો ગર્વ. ૧૧૬
તેના ભક્તોથી તમે, ડરશો નહિ દિલ માંહ;
એ પણ આખર આવિને, ગ્રહેશે બુદ્ધિ બાંહ. ૧૧૭
જે રૂઢીએ જાન કર્યું, આર્યોને અગણિત;
તેના ઉપર તનક પણ, પ્રગટે કેમજ પ્રીત. ૧૧૮
હણતાને હણિએ સદા, ગણિયે ગુનો ન લેશ;
જો સુખ ચાહો સર્વદા, તો પોચાડો પેશ. ૧૧૯
ટેક ટકુ એ રૂઢિનું, બુદ્ધિ બળની સાથ;
હારી જાશે હબક થઈ, સત્ય વદુછું વાત. ૧૨૦
જે રૂઢીએ આપણું, સોપી લીધ શરીર;
તે રૂઢીને જીવતી, ક્યમ મૂકે શુરવીર. ૧૨૧
જે રૂઢીએ ખ્વાર કિધ, આપણી સહુ જહાગીર;
તે રૂઢિને જીવતી, ક્યમ મૂકે શુરવીર. ૧૨૨
જે રૂઢીએ અફળ કિધ, આપણું આ તગદીર;
તે રૂઢીને જીવતી, ક્યમ મૂકે શુરવીર. ૧૨૩
જે રૂઢીએ જુલમથી, અવર ઉતાર્યું નીર;
તે રૂઢીને જીવતી, ક્યમ મૂકે શુરવીર; ૧૨૪
જે રૂઢીએ ભૃષ્ટ કરિ, આપણિ રસમ રૂચીર;
તે રૂઢીને જીવતી, ક્યમ મૂકે શુરવીર. ૧૨૫
પિંજરમાં મૂક્યા પુરી, જડિ પગમાં જંજીર;

---

* અનેક સુધારાની સભાઓ.

તે રૂઢીને જીવતી, ક્યમ મૂકે શુરવીર. ૧૨૬
ભમાવિ મૂક્યું ભ્રમ મહી, જેણે આપણું શરીર;
તે રૂઢીને જીવતી, ક્યમ મૂકે શુરવીર. ૧૨૭
મશ્કરી કરવા મહિ પિપે, જેણે કરિ તાસીર;
તે રૂઢીને જીવતી, ક્યમ મૂકે શુરવીર. ૧૨૮
મારો મારો તેહને, ધારો ધડમાં શૂર;
વારો સારો આવિયો, યારો ડરો ન ઉર. ૧૨૯
સંપ ઢાલ કરમાં સજી, રગડો રૂઢી રંડ;
પછી પલાયન કરિ જશે, પંડે તજિ પાખંડ. ૧૩૦

**ઝૂલણા વૃત્ત વીરરસ.**

ધીર ધારો તમે શૂરવીરો સકળ. વિકળ ન થશો કદી ઉરમાંઈ
હામથી કામ કરિ સ્થીર ઠામે ઠરો, નામ રે'શે સદા અમર ભાઈ;
ટેક તલવાર કર એકમાં પકડિને, છેક દિલથી દયા મિત્ર છાંડી;
હેત હણવા રૂઢીને તમે આદરો, ના ડરો શૂર પગલૂંજ માંડી. ૧૩૧
જે અરીએ કરી ખ્વારિ અતિ આપણી, કાપણી તે તણી ક્યમ ન કરિયે;
જીવિએ છે કહો શ્વાસ શું ખાઈને, ધાઈને નાશ તેનો ન ધરિએ;
શૂર શૂં દૂર ન્હાસી ગયું આપણું, ખિમત હિમ્મત ગયા શૂંજ હારી;
કંચૂકિ કે સજી લીધ કંકણ કરે, કારમીનાં કરો કાંડિયારી. ૧૩૨
આપણી આર્યની કીર્તિ કરિ યાદને, અંગમાં ધીરતા વીર આણો;
નિડર સંગ્રામમાં રોપિ રણ સ્થંભને, મોજ યશની પરીપુર્ણ માણો;
સંપની ઢાલ કરમાં સજી સર્વદા, ગંભિરૈની ગદા સદ્ય ઝાલી;
જંગના રંગ મધ્યે ઉમંગે ધસો, ભડકશોના તમે ભીરૂ ભાળી. ૧૩૩
એહ અબળા બલા જોર છે કેટલું, ભાર એનો અરે યાર છે શો;
ભાળતાં ભાગિ જાશે કહું નાગિએ, ઉર તલપૂર ન ધરો અંદેશો;
કેશ પકડી તમે કષ્ટ ખુબ દઈને, પેશ પોચાડવાં પ્રેમ ધારો;
મદદ પરમેશ હમ્મેશ દેશે સરસ, લેશ ડરતાં તમે દીલ વારો. ૧૩૪

**દોહરા.**

ચડતી થાએ ચોદિશા, જગમાં જય પથરાય;

એ અરપું આશીષ હું, મોદ ધરી મનમાંહ. ૧૩૫
હરખ અહરનિશ પ્રહર સહુ, હરદમ પામે હિંદ;
હરેક હરકત હરવખત, હરજો *હરગોવીંદ. ૧૩૬

## પ્રભૂ સ્તુતિ-હરિગીત છંદ.

જયનાથ જોડી હાથ સરવે સાથ નમિયે સ્નેહથી;
શિશુ પાળજો રિપુ બાળજો દુઃખ ટાળજો દિન દેહથી;
કૃતિ તાહરી અદ્ભુત હરી, જોતાં જણાય ન માપજો;
ઇશ અકળ કળ કરિ સકળ પળમાં રૂઢિનું બળ કાપજો. ૧૩૭
ચતુરાઈ ધણિ તેં ચાળવિ, ધણિ વિશ્વના મંડાણમાં;
તાપસ તપી તપી આપ હાર્યા, માપ નાવ્યું ધ્યાનમાં;
નવ શેષ પામ્યો પાર લેશ, હમેશ જપતાં નાપજો;
ઇશ અકળકળ કરિ સકળ પળમાં રૂઢિનું બળ કાપજો. ૧૩૮
સાબાશ છે અવિનાશ, આ આકાશ શી રિત આદર્યું;
અદ્ધર રહ્યું સદ્ધર કદરથી, કામ કઠિણ પુરણ કર્યું:
અકળીત કૃતિથી થાયછે ખુબ, વિબુધ પણ ભુલથાપજો;
ઇશ અકળ કળ કરિ સકળ પળમાં, રૂઢિનું બળ કાપજો. ૧૩૯
ક્ષિતિનું પ્રમાણ કરિ ભિતિ તજિ, પ્રીતિ પ્રાણી પર ધરી;
બલિહારિ જગ સુખકારિ વિરચી વારિ શી હિકમત કરી;
કિધ જમીન મધ્યે નવિન લક્ષ પ્રતક્ષ વૃક્ષ કલાપજો;
ઇશ અકળ કળ કરિ સકળ પળમાં રૂઢિનું બળ કાપજો. ૧૪૦
આ અત્ર પેખી લીમડાનું પત્ર અચરજ થૈ અતી;
કઇ પેર તું કાતરિ રહ્યો, સહુ પાન માન જગતપતી;
ન પ્રવેશ લેશ મતી કરે એ તરકમાં અદ્યાપજો;
ઇશ અકળ કળ કરિ સકળ પળમાં રૂઢિનું બળ કાપજો. ૧૪૧
અગણીત નગ પેખી સુભગ, દગ માહરાં કહ્યું ના કરે;
તારા સકળ દળ વ્યોમ સોમ રવી કવીનાં મન હરે;

* મહાદેવ અને કૃષ્ણ અથવા હાલના સુધારાના અગ્રેસર હરગોવીંદદાસ દ્વારકાંદાસ કાંટાવાળા.

પૃથ્વિ વિષે પ્રૌઢા પરમ પ્રભુ પેખું તૂજ પ્રતાપ જો;
ઇશ અકળ કળ કરિ સકળ પળમાં રૂઢિનું બળ કાપજો. ૧૪૨
નવ વેદ પામે ભેદ શી ઉમેદ મુજ થાએ પુરી;
આતૂર ચાતુર પેખવા પેખી સકળ તુજ ચાતુરી;
પ્રભુ પ્રેમ રાખી કેમ નહિ અમ કાપશો સંતાપજો.
ઇશ અકળ કળ કરિ સકળ પળમાં, રૂઢિનું બળ કાપજો. ૧૪૩
કંગાળ કેવળ બાળ દીનદયાળ તવ શરણે વશ્યાં;
ભરપૂર ક્રૂર દયા ન ઉર, જરૂર ભૂર સમી દશા;
છે પુન્ય મધ્યે શુન્ય તુન્ય અધર્મની નથિ છાપજો;
ઇશ અકળ કળ કરિ સકળ પળમાં રૂઢિનું બળ કાપજો. ૧૫૪
જગરાજ શૂભ સમાજની, દિલ દાઝ આજ તમે ધરી;
સનમૂખ રહિ સુખમાંહ રાખો, દુઃખહરિ સહુના હરી;
નડતી અને પડતી પિડા, દુર રાખજો દિન યામની;
હરજી સુણો મરજી વડે, અરજી બુલાખીરામની. ૧૫૫

## દોહરા.

સંવત ઓગણી ત્રીસના, મૃગશિર સુદ ગુરૂવાર;
પૂર્ણ કર્યો દિન પૂર્ણિમા, રાજનગરે મોઝાર. ૧૫૬
કરશે ગુણરૂપિ ગ્રહણપય, હશે હેતુ જે હંસ;
દોશ ક્વચિત દિલ દેખીને, દુર્જન તજે ન ડંસ; ૧૫૭
દીપાવ્યું ગુજરાત નભ, દિનકર દલપતરામ;
કાવ્યગુરૂ એ કવિશ મુજ, વર વિબૂધ વિશ્રામ. ૧૫૮
પ્રૌઢી અમદાવાદની, પુસ્તકશાળા જ્યાંય;
વિગતે ભાષણ વાંચિયું, ભરિને સકળ સભાય. ૧૫૯
તનુજ ચકૂભાઈ તણો, બુલાખિ બુદ્ધિ હીણ;
કરજોડીને કરગરે, પાસે સકળ પ્રવીણ. ૧૬૦



# उपदेश बात्रेशी.

**મંગલાચરણ—મનહર છંદ.**

× ગતાગત—પવનચક્રિ પ્રબંધ.

*તારક ભુવન તું છે, છે તું નવ ભૂ કરતા,<br>
સદા રટે ભજી તમ મત જીભ ટેર દાસ;<br>
ખસૂસ મને દે સુધી ધી સુ દે ને મસ સુખ,<br>
સભા જેમ રાચે વીર રવી ચેરા મજે ભાસ;<br>
રચાવીરે કવન જે જો નવ કરે વિચાર,<br>
સહાય થા શેવકને ને કવશે થાય હાસ;<br>
બુલાખી ભારે શું વદે દેવ શું રે ભાખી લાંબુ,<br>
સવારથી તન યદા દાય નત થીર વાસ. ૧

અરે! ઓ હરામી તેં વિરામી કામી વૃત્તિ વિષે,<br>
લીધી બદનામી કરી ગોરીની ગુલામી તેં;<br>
પ્રૌઢતાને પામી, આડી અનીતી ઉથામી ઉન-<br>
મત્ત થૈ ઉગામી, અસી પામરના સામી તેં;<br>
દુષ્ટ ઓ! દમામી, રાચ્યો, નકામી સલામી લઈ,<br>
ખામુખાં ન ખોળી ખામી, લાભ નાખ્યો વામી તેં;<br>
અંતરના જામી, બહુ નામી, અવિચળ ધામી,<br>
પ્રીતથી પ્રણામી, નહીં, ભજ્યા જગસ્વામી તેં; ૨

---

× બન્ને બાજુએથી અવળુંસવળું વંચાય તેને ગતાગત કહે છે.

*ભાવાર્થ. તું ત્રિભુવન ને તારનાર અને નવખંડ ભૂ (પૃથ્વી) નો કર્તા છે. સેવકો જીભના ટેરવે તમારા મતને હમેશાં રટે છે. નક્કી તું મને સિધી અને સુંદર બુદ્ધિ તથા ઘણું સુખ આપ. જેવી રીતે સભાસદો રાચે અને તેમના ચેહેરાનો ભાસ રવિનિ પેઠે (પ્રસન્નતાથી) પ્રકાશે. તમે કવિતા રચાવિને આવો વિચાર નહિ રાખો તો મ્હારી હાંસી થશે. માટે સેવકને સાહ્ય થા. એટલે તે કથશે. દેવની પ્રત્યે બુલાખી લાંબું લાંબુ બોલી ભારે શું કહે? હું તારો પુત્ર સવારથી છતાં તમે હમેશાં સ્થિર વાસને આપનારા છો.

માથે કાળ મારો, કરે કોપથી ધસારો, એમાં-
અલ્પ ન ઉધારો, [૧]ડારો તોય ક્યારે ધારોછો;
પ્રભૂ ગુણ પ્યારો, નહી સ્નેહથી સંભારો, બાંધી-
પાપ તણો ભારો, બારોબાર અંગીકારોછો;
સંત તણો સારો, તે પ્રસારો ન સ્વિકારો, અના-
ચારોના આચારોના વિકારોને વધારોછો;
અંતે એક આરો, આવે, કેડા મોર વારો, બચે-
કોણ ત્યાં બિચારો, યારો લાગ શાને હારોછો. ૩

વાહવા વખાણી તારી, લાયકી લખાણી તારી,
ગણના ગણાણી તારી, જાણીતો જહાનમાં;
મોટાઈ મનાણી તારી, કોટીની કમાણી તારી,
પ્રભુતા પીછાણી તારી, વાણીના વખાણમાં;
[૨]પાદુકા પુજાણી તારી, નમૃતા નોંધાણી તારી,
પ્રદવી પ્રમાણી તારી, તાણી ઘુમ્યો તાનમાં;
માંકણ મંડાણી તારી, જીભે ચક્રપાણી તારી,
જાત્યા નહી જાણી તારી, શાણી બુદ્ધિ [૩]સાનમાં. ૪

અરે! એ અભાગી, જોને જાગી, ત્યાગી [૪]દાગીનાને,
સુંદરી સોહાગી, તજી, સંત સ્નેહ માગીને;
માયા થકી ભાગી, કર વળી વરણાગી આવી,
વાત તજ નાગી, હરી સ્નેહ અનુરાગીને;
ખરીખાદ લાગી નિરભાગી વાગી છક્કડો જ્હો,
મુરખ મીજાગી નહીં બેઠો તોય તાગીને;
લાગણી જો લાગે લાગથી લગારે લાલ તને,
માફ માગ ભાઈ ભગવંત પગે લાગીને. ૫

પાપને પ્રમાણી કરી, કુડની કમાણી કરી,
સભ્યતા સમાણી કરી, માણી મુર્ખ મોજ તેં;
ઉત્તમ ઉજાણી કરી, સુંદરી સુજાણી કરી,
ખોદણી બીજાની કરી, જાણી જોઈ ઓજ ! તેં;
[૫]અઘની એંધાણી કરી, ધન ધૂળધાણી કરી,

---

૧ બીક. ૨ પાવડી. ૩ ધરાણે મુકેલી. ૪ છોડીને. ૫ પાપ.

બાયલા બંધાણી કરી, કહાણી કુડી રોજ તેં;
જૂલમી જુવાની કરી, હાય તેં હેવાની કરી,
સોઈ ન જવાની કરી, હાની કરી રોઝ તેં. ૬
મારી માન પિચકારી, તારી આંખ મીચકારી,
ધરી વૃત્તિ હિચકારી, ફોડી ટીચકારી તેં;
ઉમ્મર આખી ગુજારી, વિશેષ કરી વિજારી,
તનમાં ચઢે ધ્રુજારી, કાર્ય કર્યા જારી તેં;
પાપમાં રહ્યો પધારી, વાહવા ઘણી વધારી,
નમૃતા કદી ન ધારી, અનિતી ઉધારી તેં;
બાઈ ભોળવી બિચારી, વાત રસીલી ઉચારી,
અરે! અનાચારી અવિચારી વ્યભિચારી તેં. ૭
લંપટ લગાર ન સુબોધથી **સુધરી શક્યો,**
**ધરી શક્યો** નહી શીખ સંત તણી ધ્યાનમાં;
પાપ તણા પુંજને ન પ્રેમે **પરહરી શક્યો,**
**હરી શક્યો** ઓળખી ન ધુમ્યો ધમશાનમાં;
સુનિતિનો સરસ ખજાનો ન **સાંભરી શક્યો,**
ભરો શક્યો અઘનો અંબાર ભુલ્યો બાનમાં;
ઉત્તમ તું આચરણ એક ન **આચરી શક્યો,**
[1]ચરી શક્યો ચાવણું ફક્ત મચી જાનમાં. ૮
ધાય ધાય ધંધામાં સવારથી તું સાંજ સુધી,
ધરમ વિહિન જન જે રિતે બધાય ધાય;
ખાય ખાય ખૂબ ખુશી થઈને તું ખાજ ખાસુ,
એદ નવ ધરે કાળ ખલક દેખાય ખાય;
થાય થાય ચટપટી તને નવ ચિત્ત વિષે,
વિપરીત કૃત્યની શી અન્યને બથાય થાય;
હાય હાય કરી જગરાય ન જરાય જપ્યા,
હેયાફૂટ તારા જેવા અન્ય કો સુહાય—હાય. ૯

---

૧ માણસ તો ખોરાક ખાઈ શકે-પણ ચરી શક્યો કહેવામાં ઢોરવૃત્તિ ગર્ભિત અરથે રહી છે.

જગદીશને જપ્યાનું હારદ ન જાણ્યું જીવ,
જુક્તી વડે જ્ઞાન બીજું જાણ્યું તે ન જાણ્યું છે;
માણ્યું નહી મોહનની મૂરતીમાં **મન** છેક,
માયા મધ્યે મન જેહ માણ્યું તે ન માણ્યું છે;
આણ્યું તે ન અભિમાન ઇશની ઉપાસનામાં,
અન્ય અભિમાન તેં જે આણ્યું તે ન આણ્યું છે;
તાણ્યું જો **ન ત્રીકમના** તાર મધ્યે તાન વીર,
તો **તરીલુ** દુનિયાનું તાણ્યું તે ન તાણ્યું છે. ૧૦

કંગાળને ગાઈ ગાળ આળ વિકરાળ ધર્યાં,
એ ચંડાળ કાળ તારો કેમ છાલ છોડશે;
ઓળવી અનેક માલ તાલમેલ તું થયો છે,
નથી થયો ન્યાલ ખાલ તારી તહીં તોડશે;
પાતકની પાળ દુષ્ટ ચાલથી વિશાળ બાંધી,
શઠ એ સંભાળ, ભાલ મધ્યે ડામ ચોડશે;
ગાઈ લે ગોપાળ, જગપાળ, ગીરધારી લાલ,
દીનનો દયાળ તતકાળ વ્હાલ જોડશે. ૧૧

મોટો મૂર્ખ માળો કર્યો, ઉત્તમ ઉચાળો કર્યો,
ગોરીનો ગવાળો કર્યો, સાળો થઈ [1]શેર તેં;
ઠાઠમાઠ ઠાલો કર્યો, ઢંગ વિના ઢાળો કર્યો,
ચઢવા [2]ચોપાળો કર્યો, ભાળ્યો હર્ષ ભેર તેં;
બહુ તેં બખાળો કર્યો, લોક ઓશિયાળો કર્યો,
ચાર ગણો ચાળો કર્યો, ચાલ્યો એવી પેર તેં;
ગુરૂ ન ગોપાળો કર્યો, દેવ ન દયાળો કર્યો,
નફટ નિરાળો કર્યો, કહું કાળો કેર તેં. ૧૨

**પાઘડી** પ્હેરીને ફર્યો, **પા ઘડી** પ્રભૂ ન ભજ્યા,
**હરીને** પરાયો માલ સેવા નહી **હરીને**;
**મરદ** થઈ ન **મરદન** કીધ અઘ તણું,

૧ વાઘ. ૨ હિંચકો.

**ચતુરાઈ** ચૂક્યો **ચતુરાનો** સ્નેહ ધરીને;
[1]**ભાગીયો** સુસંત થકી [2]**ભાગીયો** ભુંડાનો થયો,
[3]**વસન** રૂડાં ધરી ઘુમ્યો [4]**વસન** કરીને;
**કામને** અનેક કરી **કામને** આધીન થયો,
**ગરદમાં** જશે **ગરદન** તારી મળીને. ૧૩

છેલ આ છકેલ મેલ અંતરે વિશેષ ધરી,
ફેલ કરી ફરે ધરીને ધુપેલ શીર તું;
વ્હેલ વિશે વીચરીને સ્હેલ તેં વિશેષ કરી,
ઘેલછામાં ઘુમ્યો તેલ ચોળીને શરીર તું;
[5]કેલ કરી કામનીથી રાચ્યો રંગરેલ માંહી,
મોહ્યો મ્હેલ માંહી, [6]મેલ માંહિ આગ ધીર તું;
ખુદ ખેલ માંહી, ગોવીંદના ગેલ માંહી, ડેલ;
ચિત્ત તાહરૂં વંઠેલ, ખેલ જેવા વીર તું. ૧૪

ઓ હરામખોર! દગાખોર ચોરથી નઠોર,
ઠાર ઠાર ઢોર હરાયાની પેઠે ઘૂમિને;
વિસર્યો વિવેક છેક ટેકમાં ટકી ન શક્યો,
સંકટ અનેક કર્યાં રંકને તેં રૂમિને;
શોધ્યો નહી સાર પ્યાર કરતારથી ન કર્યો,
તથા ઉપકાર તલભાર યાર ભૂમિને;
અરે ઓ ગુમાર ખરે થૈશ તું ખુવાર, જશે-
જમ દરબાર ઘરબાર છોડી ચૂમિને. ૧૫

આવે જમ આણું, તારૂ ધર્યું રહેશે નાણું, અને,
ભર્યું રે'શે ભાણું, ખાણું ખાવાનું તે ખાઈ લે;
તકનું છે ટાણું, દેહ મનુષ વખાણું. સાધ-
ન ક્યાં આ સમાણું, લાણું લાયકીનું લ્હાઈ લે;
જેવું ઘોડું કાણું, તોય કડકણું જાણ્યું, એમ,

---

૧ નાસી ગયો. ૨ ભાગીદાર. ૩ કપડાં. ૪ દુર્વ્યસન.
૫ રતિરંગનો વિલાસ. ૬ મૂક.

તંત શાને તાણું, મ્હાનું બીજુ રચે બાઈ લે;
નથી કૈં ઠેકાણું, ક્યાં છે તૃષ્ણથી અજાણ્યું.
કરી ઈશ ઉપરાણું, ગાણું ગોવીંદનું ગાઈ લે. ૧૬
બડી વાત તેં ઉચારી, ઘડી ઘાત અવિચારી,
નડી રંક દૂરાચારી, પડી ધૂળ વાતમાં;
જડી જોબનમાં જારી, રંડીને નહીં વિસારી,
અડી આંખે તો અંધારી, લડી રહ્યો નાતમાં;
ખડી ખોટ તેં વધારી, †ઘઢી પાપની સ્વિકારી,
*ધડી ધર્મની ન ધારી, નડીને પંચાતમાં;
ઘડી ન ભજ્યા મોરારી, પડી આળસ પથારી,
રડી રહ્યો અંતે હારી, ચઢી સ્વારી સ્હાતમાં. ૧૭
કોઈને ન દીધું કશું, રોઈને તેં રાખ્યા વસૂ,
મોહિને પ્યારીથી પશુ, ખસુસ લુંટાયો છું;
મંડીને પાખંડી મત, દંડીને અનેક સંત,
ખંડીને સુનિતી ગ્રંથ, પંથમાં ભુલાયો છું;
ચુકીને રૂડેરી રીતી, મૂકિને મુદ્દલ નિતી,
ભુંકીને તજીને ભીતિ, ¹ક્ષીતીમાં પૂજાયોછું;
મરીને જવાનું કાલે, હરીને કહું હવાલે,
ડરીને ન કેમ ચાલે ? ફૂરીને ફુલાયોછું. ૧૮
કોનું ધન કોનું ધામ, કોનું તન કોનું નામ ?
કોણના આરામ, રામ નામ લે સંભારીને;
કોની વાડી, કોની ગાડી, કોની માડી, કોની લાડી,
ભ્રમણાની ખાડી છે, અતાડી એ વિચારીને;
કોની માયા, કોની કાયા, કોની છાયા. કોના ²જાયા,
કોના તાત, ભ્રાત ખરેખાત વાત ધારીને;
તારૂ નથી એ ³ઉતારૂ, ⁴મારૂ જેવા મુમતી એ,
મારૂં મારૂં મૂક, મારૂ કહ્યું માની હારીને. ૧૯

---

† કિલ્લો. * ધડો.
૧ પૃથ્વિ. ૨ છોકરા. ૩ મુસાફર. ૪ મારવાડી જેવા.

કર તાહરા ન કરતારની પૂજામાં ધરેચા,
ભગવાં[1] સજીને ભગવાનને ભજે નહીં,
વસુદેવ[2] રહી ગાયા તેં ન વસુદેવ[3] તન,
માનવી જો હોય માન વિત્તનું સજે નહી;
પદવી તું પામ્યો પણ પદ વીસરીને બેઠો,
ગુમા[4] નરમ થએ ગુમાનને તજે નહીં,
ગુરૂ તાલ મેલ બની ગુરતા ન ધરિ ધ્યાને,
અનાડી બની અનાદી ઇશને યજે નહીં. ૨૦
જાન માંહી[5] જઇ રીઝ્યો સમજ્યો ન જાન[6] માંહી,
કાન માંહી ગાન સુણ્યુ ઠરીને મકાન માંહી,
[7]ધાન માંહી ચિત ધર્યું ન હરીના ધ્યાન માંહિ;
વાન માંહી[8] ફરશો છે તું તથા હેવાન માંહી;
તાન માંહી ધૂમ્યો, નહીં પ્રભુ ગુલતાન માંહી;
દાન માંહી દોડ્યો નહી, અનીતી મેદાન માંહી;
માન માંહી લક્ષમીના, ગિરાના ગુમાન માંહી,
શાન માંહી સમજ્યો ન, જતાં શમશાન માંહી. ૨૧
ધિકધિક અધિક ધિક્કારે છે ધિમંત ઠીક,
ધિક્ક તોય ધાકતણો ધક્કો નવ તું ધરે;
આપેછે અપાર અપરાધી આપ સંત શીખ,
અપવિત્ર આપને રૂચે ન તેહ અંતરે;
ધરે પાય ધરાપર સુ ધરમ ધારી ધીર,
ધરતાં સુબોધ સુધરીશ બોધ જો ધરે;
કરમ કથાની કરામતો કર કૂર દૂર,
કરતાની કર ભક્તિ *કરતાલ લૈ કરે. ૨૨
ફૂટ ફૂટ તને ફિટકારી શું નફટ કહું,

---

૧ ભગવાં વસ્ત્ર. ૨ પૈસાને દેવ માનીને. ૩ શ્રીકૃષ્ણ. ૪ ગાળા. ૫ વરની જાન. ૬ નુકશાન. ૭ અનાજ. ૮ શરીર.

* એક જાતનું હાથમાં વગાડવાનું વાજિંત્ર છે.

હૈયા ફુટ ફાટી આંખે ફાટ્યો ફાટ્યો શું ફરે;
ઘટીતને અઘટિત ઘાટ તું અઘાટ રચે,
ઘટ તારો ઘુંટાઇને ઘાટ થશે આખરે;
માની માન મનમાં મનસ્વી મનસુબા કરે,
મનવા ઓ! માન મનસીજ તજી તું અરે;
કરમ કથાની કરામતો કર કૃર દૂર,
કરતાની કર ભક્તિ કરતાલ લૈ કરે. ૨૩
ડૂબ્યો તું દેવાળું કરી, નીજ મુખ કાળું કરી,
એવું અજવાળું કરી, ફર્યો ન ફિકરમાં.
દુષ્ટ કામ ચાલુ કરી, વિષયનું વાળું કરી.
શરીર હુંફાળું કરી, ઘુમ્યો છે જીકરમાં;
છાનું તું છિનાળું કરી, સુંદરીને સાળુ કરી,
પ્રૌઢું તું પંપાળુ કરી, વધ્યો છે વક્રમાં;
ભાપણુ રસાળુ કરી, દીલને દયાળુ કરી,
મનને માયાળુ કરી, ધ્યાન દે [1]શં—કરમાં. ૨૪
તાતથી સવાઇ કરી, ન્યાતમાં નવાઇ કરી,
ભલી તેં ભવાઇ કરી, ભાઈ દુઃખદાઇતેં;
શ્રેષ્ઠથી સગાઇ કરી, લલીત લુગાઇ કરી,
અનેક ઠગાઇ કરી, સુનિતિ ન ગાઇતેં;
કૂડની કમાઇ કરી, જાણીતો જમાઇ કરી,
પુંજીને પમાઈ કરી, પાઈ ન ગુમાઇ તેં,
ખુબ રીતે ખાઇ કરી, અને હરખાઇ કરી,
શઠ તેં શેખાઇ કરી, અને અદેખાઇતેં. ૨૫
તત્વને તપાશી, તજી તનની ઉદાશી,
અવિનાશી જે આકાશી સુખરાશીને સમરિ લે;
વિશ્વનો વિલાસી, માયા એહના વિનાશી,
વડો વિપત વિનાશી, ખાસી ખુબી એની ધરી લે;
કાળનીછે ફાંસી, તેથી તનમાં તું ત્રાસી હરી—

---

૧ કલ્યાણકારક ઈશ્વરમાં—

ગુણને ઉકાંશી, તું ચોરાશી થકી તરી લે;
લેવી જો સાબાશી, પ્રેમ પ્રભુમાં પ્રકાશી,
[1]બદમાશી થકી નાશી, આ શિખામણ સંઘરી લે. ૨૬
ગાયા ન તેં ગીરધારી, ધારી અનિતિ નઠારી,
ઠારી દીનને આભારી, ભારી તું થયો નહીં.
ખુબ તેં ધરી ખુમારી, મારી શીખ ન વિચારી,
ચારીત્ર કુડા સ્વિકારી, કારીગરી તેં ચહી;
વિશેષ કરી વિસારી, જારી વૃત્તિ ન વિદારી,
દારીદ્રે થઇ ખુવારી, વારી સુખની વહી;
મરવા થઇ તૈયારી, યારી વિશ્વના વિહારી,
હારી ન ભજ્યા રબારી, બારીક તકે સહી. ૨૭
નીર પરપોટા જેવી, કાચ કેરા લોટા જેવી,
ખીલ્યા ગલગોટા જેવી, જગતમાં જાણીછે;
[2]વેળુતણા પાયા જેવી, [3]મદારીની માયા જેવી,
વાદળની છાયા જેવી સંતોએ વખાણીછે,
પતંગના રંગ જેવી, સ્વારથીના સંગ જેવી,
પંઢતણા જંગ જેવી, મહાજને માણીછે,
રાચી રહ્યો નાચી નાચી શાને કાચી કાયાપરે,
માની મ્હોટી પણ ખોટી કસોટી પીછાણીછે. ૨૮
કરી કરી પાપ કર્મ, ધરી ધરીને અધર્મ,
જરી જરી રાખી શર્મ, હરી હરી ગાયો ના;
ડરી ડરી પાપ મગ, ઠરી ઠરી રે ન ઠગ,
ભરી ભરી ધન ઢગ, ફરી ફરી ધ્યાયો ના,
ગરી ગરી કષ્ટગાર, ચરી ચરી અનાચાર,
પરી પરી જેવી નાર, વરી વરી કાહ્યો ના;
સ્મરી સ્મરી ઈશ જો તું, ખરી ખરી ખોડ ખોતું,
અરી અરી મતિનો તું, દરિદરી ડાહ્યો ના;

---

૧ નઠારા-માણસોથી—૨ રેતી. ૩ બાજીગર.

જીવડા જંજાળી જપ જાપ જગજીવનના,
જોબન, જુવતી, જર, જોતામાં જવાનુંછે;
કરેછે કપાળકૂટ કેરી તું કરમ કથા,
કર કચાસ કાગજમાં કોઈ ક્યારે કાનુંછે;
મારૂં મારૂં મન મધ્યે મૂકીને મહાન મતી,
મુરખોના મદ મધ્યે મુરખોએ માન્યુંછે;
બળવંત બાપ તણું બીરદ બુઝાવી બડું,
બાકી બેવકુફ બીજુ બડાઈનું બ્હાનુંછે. ૩૦
ધાયો ધાયો ધસમસે પણ કાળ લેવા તને,
ધાયોછે કે ધાયોછે કે ધાયોછે કે ધાયોછે;
વાહ્યો વાહ્યો વિશ્વને ગણે તું પણ મોતે તને,
વાહ્યોછે કે વાહ્યોછે કે વાહ્યોછે કે વાહ્યોછે;
ચાહ્યો ચાહ્યો સગે તને પણ કુડા કાળે તને,
ચાહ્યોછે કે ચાહ્યોછે કે, ચાહ્યોછે કે ચાહ્યોછે;
સાહ્યો સાહ્યો સુંદરીથી સ્નેહ પણ જમે જાણ,
સાહ્યોછે કે સાહ્યોછે કે સાહ્યોછે કે સાહ્યોછે. ૩૧
ફરી ફરી હરી તણો જાપ તું જપે જો જીવ,
ફેરો તારો ફોકટનો ફળશેજ ફળશે;
દીનના દયાળુ તણું દીલમાં ધરે જો ધ્યાન,
દુખ તારા દેહનાં તે દળશેજ દળશે;
ટેકમાં ટકી ટટાર [1]ટક જોડે ત્રીકમથી,
ત્રિવિધના તાપ તારા ટળશેજ ટળશે;
મન ધરે મોહનમાં મૂકીને જો માંઠી માયા,
મિત્ર મહા મોક્ષ તને મળશેજ મળશે. ૩૨
જાયછે જોબન અને તાકે કાળનો સવાર,
સવારથ તારો તને તોય ક્યાં વંચાયછે;
ચાયછે અસાર આ સંસારનું અપાર માપ,
રમાપતી તણું ધ્યાન રતી ક્યાં ધરાયછે ?

[1] નજર.

ધરાયછે ખાઇને રસોઇ રોજ વીર વડી,
રવડીને અધમાંહી, અતી મકલાયછે.
કળાયછે દુનીયાનું કપટ તને ન રતી,
નરતી માયામાં શઠ શાને તું અંજાય છે. ૩૩
બત્રિશી રસોઇ પાકશાસ્ત્રિયે પ્રમાણી સારી,
ખટરસ ભોજનમાં ખાસી જે ગણાઇછે;
[1]દસન બત્રિશી દીધ દેવે દયા ધરી દીલ,
વિહિન વદન [2]પ્રભા વરવી જણાઈ છે;
લક્ષણની [3]આવલી બત્રિશી લખી પંડિતોએ,
વ્યંજન બત્રિશી વિબુધોમાં વખણાઇછે;
દલપત દત્ત વિભુતી વડે બુલાખી રામ,
મનહર ઉપદેશની બત્રિશી ગાઇછે. ૩૪

---

## काव्यतर्क चातुरिमांथी.

### ગણપતિસ્તુતિ.

**અનુષ્ટુપવૃત્ત સર્વતોભદ્ર.**

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| क | रं | मे | र | र | मे | रं | क |
| रं | च | या | द | द | या | च | रं |
| मे | या | च | ना | ना | च | या | मे |
| र | द | ना | शुं | शुं | ना | द | र |

. ૧

આ વૃત્ત ચારે બાજુએથી એક સરખી રીતે વંચાયછે.

**અર્થ.** ગરિબને લક્ષ્મિની મ્હેર કરનારા; અને સેવકની જેને જરાએ જરા દયા યાદછે. મારી યાચનાનો અષ્ટ પ્રહર સુંદર નાચ સુ રદના એટલે સુંદર દાંતવાળા ગણપતિ પ્રત્યેછે.

---

૧ દાંત. ૨ શોભા. ૩ પંકિત.

## एकाक्षरि.

### દોહરો.

ખુંખુંખુંખું ખી ખિખી, ખો ખૈ ખોખી ખાખ;
ખા ખા ખા ખા ખોખિ, ખખ, ખાંખે ખોખી ખાખ. ર

**અર્થ.** એક ડોશી ક્ષઇ રોગ થવાથી કોઇની દવા કરતી ન્હોતી તેને એક વૈદે કહ્યું હે ખોખી! (ઘરડી ડોસી) તને આ ખું ખું અને ખીખી કરવાની ખઇ (ક્ષય) ની જે ખોછે તે ખાખ થશે.— મટી જશે. જો તું એ ખઇથી ખાંખે—કંટાળે, તો મારી પાસે આ ખાખીની ખાખછે; તે હે ખખ—ઘરડી થએલી ડોસી તું ખા ખા. (માનતી નહોતી માટે ખા ખા એમ વધારે વાર આગ્રહ કરી કહ્યું.)

## पुनःएकाक्षरी

### દોહરો.

મા મા મુમૈ મામમાં, મામી મેમે મંમ;
મમ મા મોમાં મો મમૈ, મીમી મોમાં મમ.— ૩

**અર્થ.** એક છોકરાની વડીઆઈ (માની મા) ગામ ઉપરથી આવી તેણે તેના દોહિત્રને પૂછ્યુ કે તારા મામા ક્યાં ગયા? મામી ક્યાં ગઇ? અને તારી મા ક્યાં ગઇ? અને આપણી પાળેલી બિલાડી ક્યાં ગઇ? ત્યારે જવાપમાં આ દુહો કહ્યો. કે મારા મામા મુમૈ (ઘણા ગામડા અને અજ્ઞાન માણસો મુંબઇને મૈમૈ અથવા મુમૈ કહેછે) ગયાછે. મારી મામી મેમ ગઇછે. હે મમૈ (આઈ) મારી માના મોમા મો ચહ્યાછે. ને બિલાડીના મ્હોમાં મમ (ખાવાનું)છે.!!

### ગતાગત સવૈયો.

વાલમ નેક વિદેશ જશેજ જશે જશ દેવિ કને મળવા;
વાલપ ના વિસરે ઠર્યું તે શું, સુતે શું ઠરેશ વિના પળવા;
વાર વડી રટને તપ કીધ ધકી પત નેટ રડી વરવા;
વાર સદાય મને સહુ ઈશ સઈ હુંશ નેમ યદા સરવા—૪

**અર્થ.** સખી વાક્ય સખી પ્રત્યે—મારા પ્રિતમ નક્કિ પ્રદેશમાં જશે. ત્યાં આબરૂએ આબરૂ દેવી કને મળવા માટે. તેનાથી મારૂં ઠસેલું હેતશું વિસરે!એમના વિના શું સુવાથી હું પળવાર શું ઠરીશ!એમને વરવા

માટે લાંબી વખત સુધી મેં ધિર્કીને તપ કર્યું અને એ પતિને વર-વાને માટે દેવ પાસે રડી. એ મનોરથ સરવામાં એક ઈશ્વરની મારા ઉપર નક્કિ મહેરબાની થઇ.

---

## समश्यापुर्ति.

"ચારે પાગ્યે એક"

### દોહરો.

એકે અરથ નહીં સરે, સાંભળ વીર વિવેક;
પલંગ સારો નિપજે, ચારે પાગ્યે એક. ૫
જુદા જુદા જન રાખવા, નહી પરવડે છેક;
સકળ ઢોરને ઘાસ નિર, ચારે પાગ્યે એક. ૬

## "लूलाने बे साजा पाय"

### ચોપાઈ.

એક બાપનેછે ત્રણ સૂત, અપંગ એક હવો અદભૂત;
જો માગે પીવા જળ ત્યાંય, લુલાને બે સાજા પાય. ૭

## करू शुं कुच कंथतणा मुखमां.

### સખિ વાક્ય સખી પ્રત્યે. તોટકછંદ.

પરદેશ જવા પતિ ચિત ચહે, કરવા કુચ પ્રીતમ કાલ કહે;
ન સુણે પતિ મારૂ કહ્યું સુખમાં, કરૂં શું [1]કુચ કંથતણા મુખમાં. ૮
કરમેથિ કજોડ મળી પતિની, ગણિ શો કહું વાત બુરી ગતિની;
ન સુવા કદિ દે રગડી દુઃખમાં, કરૂં શું કુચ કંથતણા મુખમાં. ૯

### "ઉત્તરમાં સુરજ પ્રગટ"

### સોરઠો.

તમ અરિ ભૂષણ દીન, સરોજનો સ્નેહી સરસ;
પૂછે પ્રશ્ન પ્રવાણ, [2]ઉત્તરમાં સુરજ પ્રગટ. ૧૦

---

૧ કુચ એટલે સ્તન અથવા પ્રદેશ ગમન.—૨ જવાબમાં અથવા ઉત્તર દિશામાં.

### શિઘ્રકાવ્ય—દોહરો.

કવિને પૂછ્યું કોઇએ, કેવળ રહિત કચાશ;
ક્યાંથી નિજની કાવ્યમાં, આટલિ વશી મિઠાશ. ૧૧

### ઉત્તર—મનહરછંદ.

સાકર સમીપ કોઇ રહે કશી વસ્તુ જ્યારે,
ત્યારે તે મિઠાશવાળી પલકમાં થાયછે;
પાસેની જે ચીજ હોય તે થકી પેદાશ તણી,
ચીજતણો પરિમળ પૃથ્વિમાં પંકાયછે;
સાકરલાલના *સુત ત્યારે ખુદ જે કહાવે,
એમની મિઠાશમાં શું પૂછવું મનાયછે;
એમના પ્રસંગમાં બુલાખીરામ આઠ યામ,
વસ્યો તેથી કાવ્ય વાણી તેવી વખણાયછે. ૧૨

### યમકાલંકાર— દોહરા.

※ક ડોર જે ન જતો કદી, તે કવિ પડ્યો કઠોર;
કઠોર જનમાં કયમ ટકે, કીંત્રો બેશક ડોર— ૧૩
નર તન વાનર તન રહ્યો, ન રટન કિધ હરિગાન;
નર તન રતન નિદાન ગત, ન રત પુનર અજ્ઞાન. ૧૪
રાવનું ચિત્ત પ્રસન્ન કરિ, ઠિક તેં કર્યા ઠરાવ;
રાવ સાંભળી ગરિબની, રંગ મણી× ઉમરાવ. ૧૫

## कूटकाव्य.

### દોહરો.

પ્રશ્ન—બ્રહ્મા કેર થાય તો, કબર મિયાની જાય;
ઉત્તર—હેત નથી કવિરાજ પણ, શો કરવો ઉપાય. ૧૬

અર્થ—કોઈ કવિને એક કવિ મળવા આવ્યો. ત્યાં સાયંકાળ

* રા. બા. મે. અંબાલાલ સાકરલાલ

※ આ દુહો મ્હારી નવસારીથી કડોર બદલી પ્રસંગે મે. રા. બા ગોપાળરાવજીના પત્રમાં લખ્યો હતો. ×મણીભાઈ જસભાઈ.

થવાથી અંધાર થયું તેથી ૧લો કવિ બોલ્યો કે બ્રહ્મા એટલે "અજ" અને કેરૂં.(પ્રત્યય) એટલે "વાળુ" એટલે અજવાળું થાય તો મીયાની કબર એટલે ઘોર (અંધારૂં) જાય! ત્યારે બીજા કવિએ કહ્યું કે હે કવિ! હેત એટલે સ્નેહ અને સ્નેહ એટલે તેલ તે દીવામાં મૂળે નથી માટે શું ઉપાય કરવો. ?

### પુનઃસવૈયો.

સું કરિ નાર સમીપ રટે, શણગાર કરી તન તાપ સમાવે;
સું કરિ થાયજ વર્ણ સુશોભિત, ભૂષણ ભવ્ય વળી ઉપજાવે;
સું કરિને ખડિયો લખિયે, મનનું ગમ્યું મિષ્ટ પદારથ લાવે;
સું કરિને તર થાય બુલાખિ, સદા શુભ વસ્ત્ર શરીર સજાવે. ૧૭

**અર્થ**—સુનાર-સુવર્ણ-સુખડીયો-ને સુતર.

### અંતરોત્તર—દોહરા.

શમણે શું ખઇએ નહીં, જુવો પડે શું શીર;
સૂખડ અરચે થાય શું, બળદ વિશે શું વીર. ૧૮
દારૂણ દુખ કયું બ્યસન, ભાંગે શાથી ભાર;
કળેશ સકળ શું કાઢિયે, દીપે શાથી દ્વાર. ૧૯

ટિકા—એમાં દરેક પ્રશ્નના ઊત્તર પુછેલા પ્રશ્નના મથાળે વંચાય છે. જેમ સમણે-જુવો-સુખ-બળ-દારૂ-ભાંગે-કલેશને.-દીપે. (દીવે)

### ગુન્યાર્થ.

### કજોડાવાળી સ્ત્રીની સખિ પ્રત્યે ઉક્તિ—દોહરો.

પવન ભખણ પતિ તત તનુજ, તત તન તારૂણિ તાત;
વચન વદે પતિ એ સમાં, ન મળે લેશ નિરાંત. ૨૦

**અર્થ**—પવનનો ખાનાર સર્પ-તેના પતિ શ્રી કૃષ્ણ (નાગ ઉપર ભગવાન પોઢેછે માટે) તેના પુત્ર પ્રદ્યુમ્ન તેનો છોકરો અનિરૂદ્ધ તેની સ્ત્રી ઉષા તેનો બાપ બાણ (અસુર કુળમાં માટે બાણાસુર પણ મુળ નામ બાણ) તેનાં જેવાં વચન એટલે બાણવત્ મર્મનાં વચન બોલેછે.

### વક્રોક્તિ અલંકાર-કવિત.

પ્ર. ૧. બેબ ગયે એતથી ન ચેન પડે મ્હેલ માંહી,

ઉ. કેવો હતો ખેલનો નિશાનીનો આકાર તે;
પ્ર. ૨ શંકર સમીપ હાથ નાથ આવે દીપ કરૂં,
ઉ. નથી ખેલ જડ્યો નાથ કરીશ શું નાર તે;
પ્ર. ૩ વસ્તી આ વેરાણ દીસે પ્રાણ ક્યાં સુજાણ ગયા,
ઉ. પ્રાણ વિના બોલે તું નવાઈ છે અપાર તે;
પ્ર. ૪ નથી આ બુલાબ્ધિ નાવ, બેઠું કહાં આણી ભાવ,
ઉ. નાવનું શું કામ નથી અત્ર અકુપાર તે. ૨૧

---

# પ્રશ્નોત્તર બોહોતેરી.

## હરિગિત છંદ.

(૧) સરખી સદા નવ શું રહે. (૨) ખૂણાની વચમાં શું દીસે;
(૩) ખરચુ જવાને શું કહે, (૪) કયું અધ છે દશમા વિષે;
(૫) મળિને અવર ત્રણ થાય શું (૬) શું હોય સુતપર પ્રસુ તણી;
(૭) શાથી વધે ભડકો (૮) ચતુરજન શું કરે ટંટો સુણી. ૨૨
(૯) અહિ ડંસપછિ આવે શું જનને,(૧૦) ખુરશિ સોબતી કો ખરે;
(૧૧) શેં ઉદરનીજ ભરાય, (૧૨) આપેલી રકમને શું કરે;
(૧૩) દુનિયાં ડરાવી તે કણે, (૧૪) વિધવા સુતા પિતુ શું કરે;
(૧૫) સર શાથિ શોભે, (૧૬) પાત્ર મંજનથી વધે શું આખરે. ૨૩
(૧૭) કો નગ્ન રોગ (૧૮) રતૂ સિતે વળિ દરદ કયું ઉપડે લહો;
(૧૯) શું મુરખ મગજે (૨૦) નગર ભૂષણ (૨૧) એટલે અથવા કહો;
(૨૨) પકડયાને શું કહે (૨૩)જનની શું વડિ (૨૪)શાથિ હયશોભે સદા;
(૨૫) શ્રીમંત વાદે ગરિબના શું, (૨૬) કો સીતાપતી સુખદા. ૨૪
(૨૭) નૃપને શું પ્રિય (૨૮)દુખિકો સ્થિતી (૨૯)વરસે શું ચાતુરમાસમાં;
(૩૦) ગ્રહિએ શું નિતિમો (૩૧) વળિ ગિરાને કરવું શુંજ અવાસમાં;
(૩૨) જીવપર શું ધરવિ (૩૩)જન બુડે ક્યમ (૩૪)અબિનું મુખકેવુંખરે;
(૩૫) લાગે વિષયની શું બુરી (૩૬) પ્રસુને કુપુત્રો શું કરે. ૨૫
(૩૭) છે શરિરમાં શું (૩૮) હરિજનો હરિભગતિનો શું નિત ધરે;

(૩૯) શુ હરિકરે ભગતી વડે (૪૦) કયાં લોક સ્હેલ વિષે ફરે;
(૪૧) શે દસન નષ્ટ જણાય (૪.) મનુપ સજાત શાણે સૂધરે;
(૪૩) નાણાવટુ નિત શેં નમે (૪૪)વસ્તેવ ચુલમાં શું કરે. ૨૬
(૪૫) ક્યાં નૃપ સુમોજ કરે, (૪૬) વળી કાયર રણેગત શું થશે;
(૪૭) દીવાળિ દિન દ્વિજ શું કથે (૪૮) કવિ ચંદના સુભ શું હશે;
(૪૯) કણુને કરે શું ચક્રિમાં, (૫૦) ચમુ શાથિ શોભે નૃપ તણું;
(૫૧) અરિ વેર કયાં રાખે (૫૨) મુશળ મજબૂત શાથારે' ઘણું. ૨૭
(૫૩) અતિ મસ્તકો (૫૪)નદિમાં પડે શુ (૫૫)વસન લાજે શેં વળી;
(૫૬) કયાં પાન સોંઘાં (૫૭)શિશુ રિઝે શેં (૫૮)શું બગાડે ફોફળી;
(૫૯) શુભવસ્ત્ર શાથિ વણાય (૬૦) શોભે સ્વસુર ઘર શેણે કરી;
(૬૧) શોભે સુક્ષેત્રો કયારિનાં શે (૬૨) શિશુ ભણે કયાં મનધરી. ૨૮
(૬૩) અરિ વેણ ઉરમાં શું કરે (૬૪) શાણેથિ પદ પીડાય છે;
(૬૫) મંચક બને શાણે (૬૬) વળી વદ શાથિ ઢુંઢ હણાયછે;
(૬૭) શાથી વરસ બદલાય. (૬૮) વળિ સહુ પ્રાણિ જીવે શું લગ્ન?
(૬૯) કોણે જનમ દિધ (૭૦) કિરતિ મેળવિ વડપતન કોણેભઈ. ૨૯
(૭૧) ગુર્જરિગિરા મહિકો સુ કવિયે. દેશિ બધ કવિતા કરી;
(૭૨) વળિ કો કરીએ છંદ સુંદર સરસ ભાપા ચિતરી;
લખ દયારામે-શાંમળેજ, સુ પંક્તિ બે ઉભી કરી;
થાશે ખુલાસો સકળતુજ, વિરચિત ખુલાખી બ્હોતરી. ૩૦

[illegible]

ટિકા—પ્રશ્ન ૧-૨-૩-૪ ના ઉત્તર दशा પ્ર. ૫-૬. યામ, ૬ નો મયા; ૭-૮ નો રાળે; ૯ નો લેરાં; ૧૦ નો મેજ; ૧૧-૧૨-૧૩ નો જમે; ૧૪-૧૫-૧૬ નો જળે; ૧૭ નો મસા; ૧૮ નો દમ; ૧૯ નો મદ; ૨૦ નો શ'; ૨૧ નો યા. ૨૨નો સાયા; ૨૩ નો આશા; ૨૪ નો યાળે; ૨૫ નો મરા; ૨૬ નો રામ; ૨૭ નો રાજ; ૨૮નો જરા; ૨૯ નો મે; ૩૦ નો રા; ૩૧ નો યાદ; ૩૨નો દયા; ૩૩નો રામે; ૩૪નો શામ; ૩૫નો લેજ; ૩૬ નો દમે; ૩૭ નો મેદ; ૩૮ નો સાજ; ૩૯ નો મળે; ૪૦-૪૧-૪૨-૪૩-૪૪-૪૫-૫૫નો મળે; ૪૬નો લેમે; ૪૭નો સારા; ૪૮નો

રા આ; ૪૯-૫૦નો દળે; ૫૧-૫૨નો સામે; ૫૩નો મેવા; ૫૪નો દરા; ૫૬નો નેમ; ૫૭નો મમે; ૫૮નો સાદ; ૫૯-૬૦-૬૧-૬૨-૬૩-૬૪-૬૫-૬૬-૬૭ નો શાળે; ૬૮ નો દમ લે; ૬૯નો દવાળે; ૭૦નો મેરાળે; ૭૧નો દયારામે; ૭૨ નો શામળેજ; એ પ્રમાણે બ્હોતેર પ્રશ્નના ઉપર મુજબના ઉત્તર એ ઉપરની બે ઓળના આઠ અક્ષરમાંથી નીકળેછે. એ શિવાય બીજા ઘણા પ્રશ્નના ઉત્તર એમાંથી નીકળેછે પણ જગાની તંગીને લીધે જણાવ્યા નથી.

---

## અષ્ટવ્યસ્તોત્તર—મનહર છંદ.

૧ શરીરની તંદુરસ્તિ કાજ લિયે શું બુલાબિ,
૨ અર્ભકનું રક્ષણ શાણેથિ થાય ભાળિયે;
૩ ફેરી પટ ભુવનમાં પાછું કરિએ શું તેને,
૪ શાથી શોભા નરદના નાકની નિહાળિયે;
૫ શીરપર કરજ ચડી ગયેલું શું કરિએ,
૬ જાૂતણો જમાવ થાય ક્યાં વિશેષ ભાળિયે;
૭ સુતાં ઉઠી સદનમાં કરીએ શું કસ્તરને,
૮ રામ સાથ આદ્ય યુદ્ધ કીધું કોણે વાળીએ. ૩૧

ટિકા—એ કવિતના આઠે પ્રશ્નના ઉત્તર છેવટના "વાળીએ" શબ્દમાંથી નિકળેછે.

## વિરોધાભાસ અલંકાર—દોહરા.

ફણિધરને શિરપર મણી, ખલક માંહછે ખ્યાત;
પ્રગટ કચ્છ માથે મણી, વડી નવાઈની વાત. ૩૨

અર્થ—હમેશા સર્પને માથે મણિ હોય છે પણ કચ્છ એટલે કાચબાને માથે મણી છે એ તો મોટી નવાઇ છે. ખુલાસો—કચ્છ એટલે કચ્છદેશ અને મણી એટલે (મણીબાઈ.)

જ્યાં મહિપત ભોળા વસે, હોય અધિક અંધેર;
ઉલટું રાજનગર વિષે, પ્રજા સુખી સહુપેર. ૩૩

અર્થ—જ્યાં ભોળા રાજા હોય ત્યાં ઘણું અંધેર હોય પણ રાજનગરમાં એથી ઉલટુ છે. અને સઘળી પ્રજા સુખીછે. ખુલાસો. મહિપતરામભાઈ અને ભોળાનાથ જેવા સુધારાના અગ્રેસર અમદાવાદમાં હોવાથી પ્રજા સુખીછે.

જીવીને જન ખાય સહુ, નહિ કોઈ મરિને ખાય;
પણ મ્હારા ઘરના જનો, સકળ મરીને ખાય. ૩૮

ટિકા—મરીને એટલે મરણ પામીને નહી પણ મરીને એટલે તીખાં મરીને ખાયછે.!!!

---

## શ્લેષાર્થ કવિતા.

### સોરઠા,

સહી દુઃખ વધુ તન, નવરા કદી કરો કહું;
શરમ કશી નિજ મંન, જો જે તું બળ વાધશે. ૩૫

કસરત વિષે. શરીરે વધારે દુઃખ સહન કરી હે નવરા જનો! તમે તમારા મનને કશીને શરમ (શ્રમ) કરો તો જો જો તમારૂં બળ વધશે.

બીજો અર્થ ન્યાતવરા ન કરવા વિષે—સ્ત્રી અને છોકરાં વિગેરેને દુઃખ નકિછે માટે નાતવરા કરશો નહી. એમાં તમને શી શરમછે! હે ભાઇ વરારૂપી ચેહેની અંદર રએને બળવા ધસતો.

ત્રીજો અર્થ—એક અપ્રજ વિધવા સ્ત્રી ગરિબ છતાં વિવેક બુદ્ધિને લીધે પોતાના બેન ભાણેજોના કર વીગરેની તેવડમાં તણાઇ મરતી હતી, તેને તેની સખીએ દીધેલી શિખામણ વિષે હે સખિ! તને ઘણું દુઃખછે. તને ગરીબ દીકરો નથી તો એમ કરવામાં તને શી શરમ છે. જોજે તું એ આબરૂની ચેમાં બળી મરતી.!!

### પુનઃ દોહરો.

સુવર્ણ વળિ શૃંગાર શુભ, શોભા લાયક સાચ;
લઘુ ગુરૂ સરવે થાયછે, છંદ તેહ નારાચ. ૩૬

મિથ્યા માયા વિષે—શોભા લાયક સુવર્ણ સાથેના શૃંગારની સાહ્યબી જણાય પણ એવાજ મ્હોટા ગુરૂ (ધનાઢ્યો) છેવટે લઘુતાને પામેછે. માટે તે છંદથી રાચીશ નહી.

બીજો અર્થ—નારાચ છંદના માપ વિષે જો સારા વરણ એટલે અક્ષર શૃંગાર એટલે સોળ હોય અને તે નિયમ પ્રમાણે લઘુ ગુરૂ હોય તો તેનો નારાચ છંદ થાયછે.

### પુનઃશાર્દુલ વિક્રીડીત છંદ.

જ્યાં ગિરિજાહર જોર તો જરૂરછે, પ્રીતી સદા નંદિથી;
સ્નેહેથીજ કદા પિશાચ ન તજે, છે વીજય કહીં કથી;
નાગરને પ્રિતિ નાગ મંડળ વિષે, ધારે વિભૂતી સદા;
ત્રંબક એ કનકા ભુષીત કવિની, સંહારજો આપદા. ૩૭

૧ લો અર્થ—ઇશ્વરસ્તુતિ. જ્યાં હરની ગિરિજા ( પાર્વતિ )નું ઘણું જોરછે હમેશા નંદી (બેલ) ઉપર જેની પ્રીતીછે. કદી પિશાચને છોડતા નથી ને વીજય (ભાંગ પીએ તે જેમ ભંગી કહેવાયછે, તેમ વિજયા પિએ તે વિજય-ભંગી)છે. ચતુરછે ને નાગના યુથ ઉપર પ્રીતિછે. ભસ્મ ધારેછે. એવા ધંતુરાથી વેષ્ટિત શંકર કવિના સંકટને હણો.

બીજો અર્થ—નવસારી પ્રાંતના માજી સુભાસાહેબ મે. રા. બા. ત્રંબકરાય વૃજરાય વિષે. જેમને જહાંગીરીનું જોરછે હમેશા આનંદી પુરૂષો ઉપર જેની પ્રીતિછે, કદી સાચને તજતા નથી વીજયવંત છે. નાગરછે, નાગમંડળ એટલે નવસારી ઉપર જેની પ્રીતિછે. વૈભવને ધારેછે. એવા સોનાથી આભૂષિત થએલા ત્રંબકરાયજી કવિની આપત્તિ હરો.

### ઉપજાતી છંદ.

રે પ્રાણવલ્લભ તનરે રસાળ, સમર્થ છે એ કહું ભોગિલાલ;
વદાય છે તે વિશિ વીરક્ષેત્રે, બુલાખીએ દીઠ નિહાળિ નેત્રે. ૩૮

**ટીકા.**—આ વૃત્ત વડોદરામાં કેળવણી ખાતાના ડાયરેકટર મે.

રા. બા. ભોગીલાલ પ્રાણવલ્લભદાસની મુલાકાત વખતે કહ્યું હતું. તેમણે સ્વપ્રશંશા સાંભળવા નારાજી જણાવ્યાથી મેં કહ્યું કે એનો અર્થ તો નાગદમણ વિષે છે. તે એવી રીતે કે કૃષ્ણનો દડો જીમનાજીમાં પડવાથી જ્યારે કૃષ્ણે ઝંપલાવવા માંડ્યું ત્યારે રાધિકાએ કહ્યું કે રસાળ શરિરના મારા પ્રાણવલ્લભ એ સર્પનો પુત્ર ઘણો સમર્થ છે. અને તે ઘણો વીષી એટલે ઝેરવાળો છે—ભોગી એટલે સર્પ અને લાલ એટલે તેનો પુત્ર.

### દોહરો.

કચ્છ કશી કિરતી કિધી, કરી કસરતો જોર;
નાગર દીઠી નિપૂણતા, આ બમણી તુજ ઓર. ૩૯

**નટ વિષે.**—કાછોટો કશીને બારે કસરતો કરીને જેણે કીર્તિ મેળવી. હે ચતુર ! તારી ચતુરાઈ અમે બમણી જોઈ!

**બીજો અર્થ.**—મણીભાઈ વિષે કચ્છદેશને કશીને તેનો ખજાનો તર કરવા બારે કરકસર કરી. હે નાગર તારી અમે ચતુરાઈ જોઈ. મણીભાઈ તારૂં આબ તો ઓરજ છે.

### શાર્દુલ વિક્રિડીત વૃત્ત.

પાણીદાર પ્રભા પ્રતાપિ પદમાં, મોંઘો મહા મૂલમાં;
વિખ્યાતી વજ્રને વિશેષ ન બીજો, તેજસ્વિ તે તુલ્યમાં;
પાક્યો તે મણિ પેટલાદ પુરમાં, પ્રીછી પરિક્ષા કરી;
ચાલ્યો ભૂજ ઝવેરિ લૈ ઝપટમાં, શ્રીમંતને છેતરી. ૪૦

**ટીકા.**—ભુજ એટલે ભુજદેશ અથવા હાથ—શ્રીમંત એટલે ગાયકવાડ સરકાર અથવા ગ્રહસ્થ.

### દોહરો.

હિતુ હરેક હારદ તણો, ફોકટ ન મળે ફંદ;
આરાધું હરનિશ તને, ગણપત હરગોવંદ. ૪૧

---

# ચિત્રકાવ્ય.

## દોહરો.

ચિત્ર કાવ્ય આ કાવ્યમાં, ચિત્ર અનેક પ્રકાર;
લઘુ ગ્રંથે દર્શિત કર્યા, એના કંઈ આકાર — ૧

**પવનચક્રિ** ૧ **પ્રબંધ-ધનાક્ષરી.**



## ઈશ્વર સ્તુતિ - ધનાક્ષરી.

તારક ભુવન તુંજ છે તું નવલ કરતા,
સદા રહે ભક્ત તમ મત અતૂટેર દાસ,
અસુર મને દે સુધી ધીસુ દેને મસ કુપ,
સભા નેમ રાખે વીર રવી એવા મને ભાસ;
રચાવીરે કવન ભેને નવ કરે વિચાર,
સકાયથી સેવકને નેકવસે પાય દાસ;
કુભાવી ભારે રંગ ધરે દેવધુરે ભાજી ભાવ્યું,
સચારથી તન ચઢા દાય મન ધીર વાસ.

## स्वस्तिक प्रबंध.

### सवैयो.




### सखीउक्ति सखीप्रत्ये.

### सवैयो.

वालम नेक विदेश करीक, कहो करी देवि हुने मणवा;
वालप ना विसरे ठरयुं ते हुं, सुते युं ठरेरा विना पजवा;
चार घडी रटने तप हीय, घडी पल नेट हजीवरवा;
चार सहाय मने सखू छीरा, रार्ष कुंरी नेम यदा सरवा. १

## છત્રબંધ-છપય.

સ

મ ર ની

જ ગ તા ત

ભુ રા ખ ધ ના ઢ ગ

લા ભુ જ ક શૈ પો તે ખે જ

રવી મ પ ખાં તે પ ત્રુ લુ જ છે હ જી

મૂ ર ખ જ હા થ સ રે જ નિ તિ ને બા

ળ જ પ્ર તિ દિ ન ક ર ધુ લ ક ર મ માં ઠી

તું છ દુ નિ યાં લા ળ જ ત ધો માં ખ લી ધૂ પ ણું જૂ

જી

ર

મા

ભ

દ્

### છપય.

સમરનીજ જગતાત, ભુરાખધનાઢગજાલુજ;

કશૈ પોતે ખેજ, ખિમા ખાંતે પત્રુલુજ;

છે હજિ મુરખજન હાથ, સરસ જનિતિને બાકજ;

પ્રતિદિન કરધુલકરમ, માંઠિ તુચ્છ દુનિયાં માણજ;

તજિ રમા લઈ છલ માર જિત, ધો માં ખાલી ધૂળ તું;

જૂઠી ખાજી જગતની, સમજ જુઠાણી મૂળ તું. ૧

## ચોકી પ્રબંધ.




### હિમ્મત વિષે.

### ઘોડી પ્રબંધ સવૈયો.

હામ ધરો હિરરે મન માંહ્ય, પડે ભિડ રે લવભૂર ક્યહાં;
હાન્ર પૂરણ રે હરી માંહિ, ખુમાણિ સલ્ને ઉરરાતા ન ક્યહાં;
હાસ્ય નસાર ગણી મત આગળ, ત્યાં પ્રગટેલ રહીનરહાં;
હાર નરીલ રહી કરતાર તનેતનમાંહિ વિરોધ મહા-૧

## વૃક્ષપ્રબંધ કવિત.




## જીવને ઉપદેશ.

કવિત.

ભજ મન ઘનશામ મનમથ તજી તન,
મથન કરાય પણ નજર કામ થીણ;
કર જૂગ ધાપરતું જૂગ તણા કામ કાજે,
તણાઈશ નહી કરી ઈશ સેવ માંહ્ય લીણ;
સેવક સહૂ છીએ જેક સરજી કરતારના;
વીક ધર તેહ તણી ધરમ લહી પ્રવીણ,
મલ મય કાય થકી મય સમ રાખી રહ્યો,
સમજી થઉં જુલાખી જયસ્તુણ મતિહીણ. ૧.

## નાગશિશુપ્રબંધ.

### સોરઠો.



## વ્યભિચાર વિષે.

### સોરઠો.

અંગ જડે જાહેર, લાજ રહે ન ભલવમાં;
પામે પીડ હજાર, ભવ કરમને ધીક છે- ૧




## हरिगित छंद.

नम ईशने लव नदृ भूरजे, अरप नहि जेसे नरी;
तुल पाए जणशे जसज तरत,लईरा नंण लव नर तरी;
लम ननो पापी केरी केषी न दीसेल लई ईल;
रर लक्षि जेशी तनि लमा तन तु मछ मछ जघि नधिमञा-१

## सर्प त्रिभु बंध.

### दोहरो.

### दोहरो.

रटय रघुवर रजनीदिवस, धर रति तेनी जीह;
कर परमार्थ रजीरहम, वेराग वीर रसीह. १

### पुनः सोरठो प्रभुस्तुति.

### सोरठो.

जय जय जगदाधार, धार अरज उर माहरी;
पधार मुज हरि व्हार, धारण देवा दासने. १

## सुखपाल प्रबंध.

### दोहरो.



## सुखपाल प्रबंध.

### दोहरो.

सदा रटो श्री रामने, नेम सुधरीने खास;
सखा नेहथी नेहतुं, था प्रभुनो नरदास. १



## नाग मंडळ प्रबंध.



### जीवने उपदेश विषे.

**कवित**

जायछे जोबन जेमे ताडे काळनो सवार;
सवारथी तारो तने तोय क्यां वंचायछे;
थायछे अवार आ संसारनुं अपार माप,
रमापति सणुं तने ध्यान क्यां धरायछे;
धरायछे आठने रसोई रोज धीर वडी,
रचीने अधमांही जाति भ्रष्ट जायछे;
कणायछे दुनियानुं ऊपर तने नरती,
नरती मायामां दास हाले तुं जलयछे. १

# अनुक्रमणिका.

# आश्रयपत्र.

**અમદાવાદ. ૨૧**

૧ ડાક્તર નિલકંઠરાવ ડાહ્યાભાઈ. એલ. એમ. એન્ડ એસ.
૧ રા. રા. કૃષ્ણાલાલ ઓછવરામ.
૧ રા રા. હરિવલવ પ્રભુલાલ.
૧ રા. રા. જેશંગ મંછારામ.
૧ પરી. પુંજાભાઈ મયારામ.
૧ રા. રા.શિવદત્ત બાપાલાલ વ્યાસ.
૧ રા. રા. માણેકચંદ મગનલાલ.
૧ રા. રા. ચુનીલાલ કેશવલાલ.
૧ રા. રા. ત્રિભૂવન બાપાલાલ.
૧ રા.રા.બાપાલાલછગનલાલમહેતા.
૧ રા. રા. રણછોડલાલ પ્રાણશંકર.
૧ રા. રા. કેવળદાસ અમરજી.
૧ રા. રા. દફેદાર બળવંતરાવ ચોલ.
૧ વ્યાસ દેવશંકર દયાશંકર.
૧ રા. રા. વિકમલાલ હરિસુખરાય.
૧ રા. રા. પુરૂષોત્તમ ભાઇલાલ.
૧ રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુ.
૧ રા. રા. હરિલાલ રાવચંદ.
૧ રા રા. કેરોબા બાબારાવ.
૧ રા. રા. પુરૂષોત્તમ લક્ષ્મિરામજોશી
૧ ચુનાવાળા. કૃષ્ણાલાલ રણછોડ.

**ઇડર. ૨૪**

**રા. રા. પુર્ણાનંદ માહાનંદ હજુર એસિસ્ટંટ સાહેબ મારફત.**

૧૦ નેકનામદાર માહારાજા કેશરીસિંહજી સાહેબ.
૨ રા. રા. હરિદાસ વિહારીદાસ.
૨ રા. રા. પૂર્ણાનંદ મહાનંદ.
૨ રા. રા. મોતીલાલ કુશળજી.
૧ રા. રા. દામોદરદાસ ઘેલાભાઈ.
૧ રા. રા. ગોવિંદરામ ઉરેશ્વર.
૧ રા. રા. છગાભાઈ નાથાભાઈ.
૧ રા. રા. રણછોડલાલ રાયજી.
૧ રા. રા. જાનમહમૂદ હુસેનભાઈ.
૧ રા. રા. રાજારામ રૂપરામ પરોત
૧ રા. રા. મોહનલાલ ગુલાબરાય.
૧ રા. રા. સદાશંકર પ્રભાશંકર.

**ઇલોલ. ૧**

૧ રા. રા. ગોવરધનદાસ મૂળચંદ.

**કરાંચી. ૧**

૧ રા. રા. હરજીવન દામોદર ઠક્કર.

**કુંડલા. ૨**

૧ રા. રા. શામજી કેશવજી ગાંધી.
૧ રા. રા. ઇચ્છાશંકર કાળિદાસ.

**કપડવંજ. ૪**

૧ રા. રા. ચુનીલાલ દલપતરામ.
૧ કપડવંજ પુસ્તકશાળા.
૧ રા. રા. ગોવિંદરામ કેવળરામ.
૧ રા. રા. નાથજી નરસિંહરામ.

**કોડીનાર. ૮**

**રા. રા. ફુલચંદ મૂળજી-પોસ્ટ માસ્તર મારફત.**

૧ રા. રા. ઉમિયાશંકર હીરાશંકર
૧ રા. રા. જીવણભાઈ રૂખડભાઈ.
૧ રા. રા. અબદુલા કરીમભાઈ.
૧ રા. રા. દેવશંકર કરસનજી.
૧ રા. રા. જમનાદાસ વનમાળીદાસ
૧ રા. રા. સરૂપચંદ વસતાચંદ.
૧ રા. રા. મણિલાલ કેશવલાલ.
૧ રા. રા. ફુલચંદ મૂળજી.
૩ રા. રા. ભૂખણદાસ રામદાસ. કઠોર.
૧ રા. રા. કીરપાશંકર દામોદર-કાસર
૧ રા. રા.ખુશાલ રણછોડ-કતારગામ
૧ રા. રા. મોહનલાલ દયાળજી-કરકથળ.

**આબુ. ૪**

**૨ રા. ત્રિકમલાલ કેશવલાલમારફત.**
૧ રા. રા. ત્રિકમલાલ કેશવલાલ.
૧ રા. રા. છોટાલાલ કેશવલાલ.
૧ રા. રા. રણછોડ રામજી.
૧ રા. રા. કેશવરાવ નંદરામ.

**ખંભાળીઆ. ૧૧**

**૨ રા. રા. લાલજીભાઈ પીતાંબર-માજિસ્ટ્રેટ સાહેબ મારફત.**
૧ રા. રા. લાલજીભાઈ પીતાંબર.
૧ રા. રા. મલેક નથુ ભીમ:
૧ રા. રા. ગીરજાશંકર નરભેશંકર.
૧ વકીલ અંબાશંકર પ્રાણશંકર.
૧ રા. રા. શંકરપ્રસાદ ભવાનીશંકર.
૧ રા. રા. ભલાભાઈ શામળજી.
૧ રા. રા. જેશંગ મોતીચંદ.
૧ રા. રા. રણછોડદાસ ખીમજી.
૧ વકીલ પ્રાગશંકર વાસણજી.
૧ શેઠ મૂળજી કલ્યાણજી.
૧ ધર્મવાડા પુસ્તકશાળા.

**ખંભાત. ૩**

૨ રા. રા. લલ્લુભાઈ ન્હાનાભાઈ.
૧ વકીલ પ્રાણશંકર ભોગીલાલ.

**ખેરવા. ૨**

૧ રા. રા. ઉમેદભાઈ લલ્લુભાઈ.
૧ શેઠ રણછોડલાલ લાલચંદ

**ગાંગડ. ૧૭**

૧૦ નેકનામ યશવંતસિંહજી સાહેબ.
૫ રા. રા. હરજીવનદાસ ઉત્તમરામ
૨ રા. રા. જેશંકર ખીમજી.
૧ નેકનામ ઠાકોરશ્રી રાયસિંહજી ગાંફ
૧ રા. રા. વૃજલાલ પુરૂષોત્તમરાય ગોધરા.

**ઘોઘા. ૧૦**

**૧ રા. વિઠ્ઠલદાસ ધનજીભાઈ મારફત.**
રાવસાહેબ ગુલાબભાઈ કુંવરજી.
૧ રા. રા. માણેકલાલ હરજીવન.
૧ રા. રા. પ્રાણશંકર કૃપાશંકર. એલ સી. ઈ.
૧ રા. રા. મોતીરામ શિવલાલ.
૧ રા. રા. બળવંતરાય આત્મારામ.
૧ રા. રા. કીરપાશંકર ગંગારામ.
૧ રા. રા. ભક્તિરામ લાલજી.
૧ રા. રા. વામનરાવ શિવપ્રસાદ.
૧ રા. રા. અમૃતલાલ મોતીચંદ
૧ શાહ પાનાચંદ હરખચંદ.
૨ રા. રા. નર્મદાપુરી ભવાનીપુરી ચાણોદ.
૧ રાવસાહેબ માધવરાય હરિનારાયણ-ચીખલી.
૧ રા. રા. રેવનદાસ લાલભાઇ-ચલાલી
૧ નેકનામ રાઊલશ્રી-દ્રીગપાળસિંહજી સાહેબ-છાલીગેર.

**જુનાગઢ. ૫**

૨ રા. રા. ગોવિંદજી નાનજી.
૨ રા. રા. શેપકરણ કચરા.
૧ વૈદ ઝીણારામ ગેધજી.
૧ રા. રા. બાપુજી જીવરામ.

**રા. રા. વિઠ્ઠલદાસ ધનજીભાઇ મારફત**

**જુનાગઢ. ૧૦**

૫ વકીલ સોમનાથ ગોપાળજી
૫ વકીલ ઇશ્વરજી આણંદજી.

**જેતપુર. ૬**

૧ રા. રા. ઘેલાભાઇ ભગવાનદાસ
૧ રા. રા. કીરપાશંકર પુરૂષોત્તમ-
૧ રા. રા. જાદવજી શામજી.
૧ રા. રા. વનમાળી વીરજી.
૧ વકીલ સરીફ શુમાર.
૧ આર્ય વત્સલ સભા જાફરાવાદ

**ઠાસરા. ૧૫**

૧ દેસાઇશ્રી ભવાનીભાઇ જગુ૦
૧ પટેલ બાપુજી રેવાદાસ.

૧ રા. રા. શિવલાલ ઉદેરામ.
૧ રા. રા. ડાહ્યાભાઇ કાળાભાઈ
૧ રા. રા. માણેકલાલ બાપુજી.
૧ રા. રા. ચુનીલાલ ભોગીલાલ.
૧ રા. રા. ગીરધરલાલ કીરપાશંકર.
૧ રા. રા. સોમેશ્વર જેઠાભાઈ.
૧ રા. રા. શંકરલાલ રણછોડલાલ.
૧ રા. રા. હરગોવિંદ કેવળભાઇ.
૧ ઠાસરા રીડીંગરૂમ.
૧ રા. રા. ડાહ્યાભાઇ નારણભાઇ.
૧ દેસાઇ ત્રીકમલાલ કીશોરભાઇ
૧ રા. રા. અંબાલાલ ભગવાન.
૧ રા. રા. હરિપ્રસાદ ભવાનીભાઇ.

**તેરા. ૪**

૧ નેકનામ કુમારશ્રી દાદુભા સાહેબ
૧ રા. રા. દયાશંકર હાથીરામ.
૧ રા. રા. દલપતરામ વિશ્વનાથ.
૧ મેહેતા માણેકચંદ નાગજી.
૧ રા. રા. મોરારજી અજરામર મેહેતાજી કચ્છ દેશલપુર
૧ નેકનામ ઝાલા રણમલસિંહ. દુધરેજ.

**ધરમપુર. ૩૮**

**શેઠ સાહેબ બેહેરામજી પેસ્તનજી ભરડા મારફત.**

મે૦ શ્રીમંત મોહન દેવજી સાહેબ પાટવી કુમાર—ધરમપુર.
જી સાહેબ માણેકજી કાવસજી દમણવાળા.
૧ મે.શ્રીમંત કુમારશ્રીહરિદેવજીસાહેબ
૨ શેઠજી સાહેબ સોરાબજી મંચેરજી બીલી મોરીઆ.
૨ શેઠજી સાહેબ. હોરમસજી ગાંડાભાઈ પારડીવાળા.
૨ શેઠજી સાહેબ. દોરાબજી કાવશજી દીવવાળા
ઠજી સાહેબ. શાપુરજી દાદાભાઇ વલસાડવાળા.
૨ શેઠજી સાહેબ.મેહેરવાનજી માણેકજી કોસંબાવાળા.
૨ શેઠજી સાહેબ કેકોબાદજી બીમજીભાઇ વલસાડવાળા.
૨ શેઠજી સાહેબ. મેહેરામજી પેસ્તનજી ભરડા દમણવાળા.
૧ રાવબહાદુર. ઇંદ્રજી મકનજી.
૧ મી. નાનાભાઇ માણેકજી.
૧ શેઠ. હોરમસજી જીવણજી દાદરાવાળા—દમણ.
૧ મિ. અરદેસર સોરાબજી પ્રોફેસર દમણ.
૧ મિ. પીરોજશાહ હીરજીભાઈદમણ
૧ ઉદવાડા નેટીવલાઇબ્રેરી.
૧ ધરમપૂર સ્કૂલ લાઇબ્રેરી.
૧ રા. રા. ગીરજાશંકર રામશંકર. પારડી.
૨ નેકનામમહારાણાશ્રીબળદેવજીસા૦
૧ રા. રા. છગનલાલ નરોત્તમદાસ.
૧ ઠક્કર મણિરામ કુબેરદાસ.

**ધ્રાંગધરા. ૨**

૧ રા રા. લક્ષ્મીશંકર ઓઘડભાઇ.
૧ રા. રા. નથુશંકર ઉદયશંકર
૧ ઠક્કર. વનમાળી મનીર. ધોલેરા

**નવસારી.**

**રા. રા. તાપીશંકર પ્રભુશંકર મારફત. ૧૨**

૧ રા. રા. તાપીશંકર પ્રભુશંકર.
૧ રા.રા. પુરૂષોત્તમરાવ આંબેગાવકર
૧ રા. રા. લલ્લુભાઈ હરિવલ્લભદાસ.
૧ રા. રા. રામરાવ વિશ્વંભર.
૧ રા. રા. બાપુભાઈ ખંડુભાઇદેશાઇ
૧ રા. રા. આનંદરાવ ભગવંત.
૧ રા. રા. કામેશ્વર કીરપાશંકર.
૧ રા. રા. ગણેશ ગોવિંદ—કઠોર.
૧ રા. રા. શિવરામ રામચંદ્ર જોશી
૧ મે. ખાનસાહેબ શેખબહાદુર.
૧ રા. રા. વસનજી હરિભાઈ.

૧ ભાવસાર નરોત્તમ મોતીભાઈ.
શા.રા.ભોગીલાલખુશાલપંડ્યામારફત
૧ રા. રા. રામકૃષ્ણધોન્ડદેવનિગુડકર.
૧ રા. રા. મણેશવિનાયકસહસ્ત્રબુધે.
૧ રા. રા. ગંગાધર હરિ ખરવે.
૧ રા. રા. ભોગીલાલ ખુશાલ.
૧ રા. રા. નારાયણ રૂગનાથ.
૧ રા. રા. રામચંદ્ર પુરષોત્તમ.
૧શેઠજમસેદજીકાવશજીગણદેવીવાળા
૧ રા. રા. રાઘો રામચંદ્ર.
૧ રા. રા. મગનલાલ તાપીદાસ.
શા.રા. ખુશાખીરામલલુભાઈમારફત.
૧ રા. રા. ખુશાખીરામ લલુભાઈ.
૧ રા. રા. જમનાદાસ ઘેલાભાઈ
૧ વકીલ દામોદરદાસ સુરજરામ.
૧ વકીલ દયાળજી દાજીભાઈ.
૧ વકીલ રૂદરજી મોહનભાઈ.
૧ વકીલ કેદારનાથ જગનાથ.
૧ વકીલ અમ્રતલાલ ઘેલાભાઈ.
૧ વકીલ દેવચંદ હરિવલ્લભદાસ.
૧ વકીલ રણછોડભાઈ ફકીરભાઈ.
૧ રા. રા. જેઠાલાલ કીરપારામ.
૧ રા. રા. ભાઈશંકર જગજીવન.
૧ રા. રા. નરભેરામ મણિશંકર.
૧ શેઠ નવરોજી ફરામજી.
૧ રા.રા.બાલુભાઈબ્રિજભૂખણદાસ
૧ પારેખ ન્યાલચંદ દીપચંદ.
શા. રા. હીરાલાલફકીરભાઈ રાણા મારફત. ૧૦
૧ રા. મંછારામ આદિત્યરામ.
૧ રા. માણેકલાલ મોતીરામ.
૧ રા. દલપતરામ હરગોવિંદ.
૧ રા. પ્રાણજીવન કલ્યાણદાસ.
૧ રા. હીરાલાલ ફકીરભાઈ.
[illegible]ા. કુબેરદાસ મૂળચંદભાઈ.
[illegible]ા. ત્રિભોવનદાસ બાળમુકુંદદાસ.
[illegible] રા. ચુનીલાલ હરિવલ્લભદાસ.

૧ રા. ગીરધરલાલ દ્વારકાદાસ.
૧ રા. પુરૂષોત્તમ પ્રાણજીવન.
૧ મહેતાજી હરિવલ્લભ પ્રભુરામ— નદીસર.
૨ રા. રા. વસનજી ગોવિંદજી-પલસાણા.
૨ રા. રા. વિદ્યારામ રામજી. પાળી આદ.

બજાણા. ૧૧

શા. રા. મૂળજીભાઈ પીતાંબરભાઈ મારફત.
૪ નેકનામ કુમાર શ્રી જોરાવરખાનજી નસીબખાનજી સાહેબ.
૨ રા. રા. માણેકચંદ તુળશીભાઈ.
૨ રા. રા.નાગજીભાઇગોવરધનદાસ
૨ રા. રા.મૂળજીભાઇ પીતાંબરભાઇ
૧ રા. રા. ભલાજી ખીમજી.

બેલા. ૩

શા. રા. રણછોડલાલ જાદવજીમહેતાજી મારફત.
૧ રા. રા. રણછોડલાલ જાદવજી.
૧ મેહેતા તેજમલ રામરાજ.
૧ મેહેતા પ્રેમચંદ કસ્તુર.
૧ મહેતાજી ઉમિયાશંકર દેવશંકરફતેગઢ.

બગસરા. ૩

મહેતાજી મયારામ રઘુરામ મા
૧ આ. પરમાનંદદાસ હરજીવન.
૧ આ. રેવાશંકર અંબાશંકર.
૧ મિ. ગોવિંદજી રતનસિંહ.

બોટાદ. ૨

૧ રા. રા. છોટમલાલ હરિપ્રસાદ.
૧ રા. પુરૂષોત્તમ કકલ.

બોડકા.

૧ વૈદ હીમતલાલ દયાશંકર.
૧ શા કસ્તુરચંદ દુર્લભદાસ.

**ભાવનગર.**

**રા. પ્રાણજીવન ઓધવજી મારફત. ૪**

૧ ઠક્કર પ્રાણજીવન ઓધવજી.
૧ ઠક્કર જગજીવન રતનજી.
૧ દોશી પુરષોત્તમ શામજી.
૧ રા. છોટાલાલ આણંદજી.
૧ રા. ગંભીર ગુલાબચંદ.
૧ રા. વનમાળી કેશવજી બાયાણી.

**ભૂજ. ૪**

**રા. રા. ગોવરધનદાસપ્રભુજીમારફત.**

૧ રા. રા. લક્ષ્મિશંકર હરજીવન.
૧ રા. રા. જદુલાલ મોહનલાલ. ધ્રૂ.
૧ રા. રા. ગોવરધનદાસ પ્રભુજી.
૧ રા. રા. ઉમિયાશંકર લક્ષ્મિદાસ
૧ રા. રા. આદિત્યરામ દલપતરામ
૧ નેટીવ લાઈબ્રેરીના સેક્રેટરી બાદરવા.
૧ મેહેતાજી કરસનજી હરખજી ભૂજપુર.

**મુંબાઈ. ૧૩**

૪ રા. રા. ભાઈશંકર ન્હાનાભાઈ.
૪ રા. રા. મનઃસુખરામ સૂર્યરામ.
૨ રાવળશ્રી મૂળશંકર જયશંકર.
૧ શેઠ લક્ષ્મિદાસ ખીમજી.
માસ્તર કાશીરામ રામજી જાની.
ંડ્યા દયાશંકર મકનજી.

**માણાવદર. ૪**

રા૦ ગાંગજીરામજીક્લાર્કમારફત.

૧ ક્ષત્રી ગાંગજી રામજી.
૧ રાણાશ્રી કશળાજી વીશાજી. ચુડવાવાળા.
૧ મિ. મોતીચંદ ઉત્તમચંદ.
૧ મહંતશ્રી પીતાંબરદાસ રતનદાસ.

**મહુવા (કાઠિઆવાડ)**

**રા. રા. મૂળચંદ ત્રિકમ મેહેતા લાઈ-ેરીઅન મારફત. ૩**

ડુવાનેટીવ લાઇબ્રેરીનાસેક્રેટરી.
૧ મેહેતાજી લલ્લુભાઈ કાળિદાસ.
૧ ધોળકીઆવિઠલદાસપરમાનંદદાસ

**રા. રા. ભાઈચંદ કાહાનજી ગાંધી આસિ૦ ઈંગ્લિશસ્કૂલમાસ્તરમારફત.**

૧ રા. કાહાનજી દામજી.

**મહુવા (ગાયકવાડી.) ૧૩**

**બારોટ ગુલાબ બાપુભાઈ મારફત.**

૫ રા. રા. રૂદરજી ખંડુભાઈ દેશાઈ.
૨ રા. રા. ફોજદાર મુનશી સૈયદ.
૧ રા. રા. ચુનીલાલ કેશવરામ.
૧ બારોટ બાપુભાઈ ગુમાનસિંગ.
૧ રા. રા. પ્રાણજીવન છબીલદાસ.
૧ દસોંદી ઉમેદસિંગ ગુલાબસિંગ.
૧ તળાટી લલ્લુભાઇ ગુલાબ.
૧ દસોંદી નારસિંગ કલ્યાણસિંગ.

**માંડવી. (કચ્છ)**

૧ રા. રા. જીવરામ હરિશંકર.
૧ માંડવી વીદ્યાસંગ્રહ પુસ્તકાલય હા. જીવરામ હરિશંકર.

**મુંદ્રા. (કચ્છ) ૨**

૧ શેઠ હીરજી ચત્રભૂજ.
૧ શેઠ ખટાઉ ખીમજી.
૨ મે. શ્રી ચંદ્રસિંહજી રામસિંહજી. માંડવા તાબે રેવાકાંઠા.
૧ રા. અમરચંદ ભવાનદાસ. મેંગણી

**મહુવા. (પ્રાંતનવસારી)**

૧ રા. રા. કેશવરાવ પાંડુરંગ.
૧ મહેતાજી મકનદાસ નરસિંહદાસ.

**રાજકોટ. ૩૮**

૮ આ. મોતીચંદ તુળશીભાઈ.
૨ સ્કોલર મણિલાલ મોતીચંદ.
૨ સ્કોલર ત્રિભોવન માણેકચંદ.
૨ સ્કોલર હરિલાલ વિ. મોતીચંદ.
૨ પંડ્યા શામળ લલ્લુભાઈ.

**રા. રા. ગોવિંદલાલ છનુલાલમારફ**

